

"ખડાયતામિત્ર"ના ગ્રાહકોને

સંવત ૧૯૮૧ ની ભેટ

Reg. No. 160

श्री कोटयर्काय नमः

# ઋષિ પ્રણિત ગોત્ર વંશાવળી

અને

# ખડાયતા કોટચર્ક સિદ્ધાન્ત




લે॰

સોમનાથ હરગોવિન્દ દવે,

ખડાયતા [illegible]ર:

ધંધુ[illegible]


કિંમત, એક રૂપિયો

# સમસ્ત દસા વીસા ખડાયતા

# બન્ધુઓને માટે ઉત્તમ તક

આપણી જ્ઞાતિ લગભગ વીસહજાર જેટલી વસ્તીવાળી હોઇ જુદા જુદા સ્થળોમાં વહેંચાયલી છે.

જુદે જુદે સ્થળે જઇ વસેલી જ્ઞાતિના રીતરિવાજો, આચાર વ્યવહાર, વિચાર અને વ્યવસ્થા જાણવાનું સઘળું સાધન આપને જોઇએ છીએ ?

જ્ઞાતિમાં અવારનવાર બનતા બનાવો અને પ્રકીર્ણ ખબર અંતરોથી આપને હમેશાં જાણીતા રહેવું છે ?

આપને સંગીતનો શોખ છે ? આપ વાર્તાના રસિયા છો ? આપને જ્ઞાતિહિતને લગતી રસભરી ચર્ચા વાંચવાનો ને એવી ચર્ચા કરવાનો શોખ છે ?

કન્યાની અછત ઓછી થાય, વિધવાઓનાં જીવન ર... વિદ્યાર્થીઓને ભણવાના માર્ગ મોકળા થાય, વહેપાર ઉદ્યો... વૃદ્ધિ થાય, અનિષ્ટ રિવાજો નાબુદ થાય, આ અને એવી મ... ત્વની અન્ય બાબતો પ્રત્યે આપ રસ અને હિત ધરાવો છો.

ટુંકામાં, આખા દહાડાના કામકાજથી આપ થાકી ગયા હો અને આપનું મગજ કંટાળી ગયું હોય, તે વખતે મન અને મગજ હલકું ફુલ જેવું બને અને જીવનને આનંદ મળે તેવું આપ ઇચ્છો છો ? તો કૃપા કરી **ખડાયતામિત્રના ગ્રાહક થાઓ.**

“ખડાયતામિત્ર”ની ગ્રાહકોને સંવત ૧૯૮૧ ની ભેટ



श्री कोटयर्काय नमः

# ઋષિ પ્રણિત ગોત્ર વંશાવળી

અને

# ખડાયતા કોટચર્ક સિદ્ધાન્ત

લેખકઃ
સોમનાથ હરગોવિન્દ દવે,
ખડાયતા ગોરઃ
ધંધુકા

કિંમત, એક રૂપિયો

શ્રી ખડાયતા મુદ્રણ કલા મંદિર, રાયપુર, અમદાવાદમાં
કેશવ હ. શેઠે છાપીને લેખક માટે પ્રકટ કર્યું

૧૨૭૩૨

# શુદ્ધિપત્ર

| પાનું | પંકિ્ત | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૬ | પુરૂષા | પુરૂષો |
| ,, | ૯ | પ્રમાણો | પ્રમાણોથી |
| ,, | ૨૪ | કરનાર | કરવા |
| ૬ | ૬ | પૂજઇ | પૂજ્ય |
| ,, | ૧૪ | મિત્ર | મિશ્ર |
| ૭ | ૧૫ | ગામે | નામે |
| ૯ | ૧૨ | દામ | દાય |
| ૧૦ | ૧ | પધાસિંહ | પદ્મસિંહ |
| ૧૧ | ૧૯ | આયાતા | આયતા |
| ૧૩ | ૭ | મારે | મારે |
| ,, | ૨૫ | વિદેહી | વિદેશી |
| ૧૫ | ૧૧ | જમ્ય | જન્ય |
| , | ૧૮ | નર્કમાં | તર્કમાં |
| ૧૬ | ૮ | ગાત્રનો | ગોત્રનો |
| ૧૭ | ૭ | લોપ વિલોપ | લોમ વિલોમ |
| ૨૦ | ૨૩ | શ્રુતર્ષ્ટિ | શ્રુતર્ષિ |
| ૨૧ | ૧૧ | સારવિ | સારપિ |
| ,, | ૧૩ | ગ્રાષ્ટકાયનિ | ભ્રાષ્ટકાયનિ |
| ,, | ૨૦ | અમાર્ગ-યથ | અમાર્ગપથ |
| ૨૨ | ૨ | આયિ | આપિ |
| ૨૨ | ૯ | બૃસ્પતિ | બૃહસ્પતિ |
| ,, | ૧૩ | વાહનીવતિ | વાહનીપતિ |
| ,, | ૧૭ | અનિવેશ્ય | અગ્નિવેશ્ય |
| ,, | ૧૮ | પાલિશાયનિ | બાલિશાયનિ |
| ,, | ૧૯ | સૌહિ | સૌટિ |

| | | | |
|---|---|---|---|
| ૨૩ | ૧૧ | ભૂપસિ | ભૂયસિ |
| ૨૬ | ૧૭ | યાક્ષેય | વાલેય |
| ૨૭ | ૧૫ | અલવધ | અલબ્ધ |
| ૨૯ | ૭ | ગોમન | ગોપન |
| ,, | ૧૬ | જગદગ્નિ | જમદગ્નિ |
| ,, | ૨૪ | તુરદૂાવેપય | તુરકાવેપય |
| ૩૦ | ૫ | દય | દમ |
| ,, | ૯ | ધિયાણુા | ધિમણુા |
| ,, | ૧૩ | નાળાયન | નાડાયન |
| ૩૧ | ૧૭ | (ભો.બેસોતા) | ( પો. બેસોતા ) |
| ૩૨ | ૧ | મા૪ત | મારુત |
| ,, | ૩ | મૂદ્રસ્થા | મૂઢરથા |
| ,, | ૧૬ | રૂવિ | રૂપિ |
| ,, | ૧૯ | રાકિલાણુ | રાંકિયાણુ |
| ,, | ૨૩ | લાયકી | લાવકી |
| ૩૩ | ૬ | વૈદેહરાન | વૈદેહરાત |
| ,, | ૧૧ | વાકીરૂણી | વાર્કારૂણી |
| ,, | ૧૭ | શાકટાથી | સાકટાક્ષી |
| ૩૪ | ૭ | સાર્પિલી | સાર્પિંની |
| ,, | ૧૧ | સાકુલા | સાહુલા |
| ,, | ૧૪ | હરિત્રદાનિ | હસ્તિદાન |
| ૩૫ | ૪ | या | वा |
| ,, | ૯ | मधूच्छंदस | मधूच्छंदस |
| ,, | ૧૫ | कस्ययेति | कस्यपेलि |

( અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૧૪૪ )

# ઉપોદ્ઘાત

દયાજનક દશા

—૧—

नैषां संध्याविधिरविकलो नाच्युतार्चाऽपि सांगा।
न स्वे काले हवननियमो नापि वेदार्थचिंता ॥
न क्षुद्वेला नियतमशनं नापि निद्रावकाशो ।
न द्वौ लोकावपि तनुभृतां स्वार्थसेवा पराणाम् ॥

સુભાષિતનો સારાંશ એ છે, કે કેવળ સ્વાર્થપરાયણ મનુષ્યથી ન સંધ્યા થાય, ન દેવપૂજા થાય. યથાકાળે હોમ-હવનાદિ કરવાનું ન બની શકે કે વેદાદિનું અધ્યયન કરવાનીયે ફુરસદ ન મળે: ન લેવાય નિયમસરનાં ભોજન કે ન થાય સમયસરનાં શયન !

મનુષ્ય જેવા મનુષ્યના જીવનની આ શી પામરતા ? ધંધાની ધમાલ અને સંસારની જંજાળથી સદૈવ જકડાયલાં રહેતાં આપણાં જીવનને ઉદ્દેશીને જ જાણે ઉપર્યુક્ત સુભાષિત ન રચાયું હોય !

જાતના આપણે વૈશ્ય છીએ, છતાં વૈશ્યપણાને કેટલું પામ્યા છીએ ? "અમે તો વાણિયા" એમ કહીને આપણે છાતી ફુલાવતા હોઇશું ને માથું ઉંચું રાખીને ચાલતા હોઇશું; પણ "વાણીશૂરા" હોઇશું એટલા કર્તવ્યદક્ષ છીએ કે નહિ તેનો હિસાબ કેટલાએ તારવી જોયો છે ? સ્વાંગ જોઇએ તો "વૈષ્ણવ ધર્મ"નો; પણ એ સ્વાંગની પાછળ કેવા ઢોંગ પ્રવર્તી રહ્યા છે ? ગીતાજીએ, નરસિંહ મહેતાએ કે આપણા પૂજ્ય આચાર્ય શ્રી મહાપ્રભુજીએ "વૈષ્ણવ જન"ની બાંધેલી વ્યાખ્યાને આપણે કેટલી અપનાવી છે વારૂ ? જાતના જેવા વૈશ્ય, તેવા નાતના આપણે ખડાયતા કહેવાઇએ છીએ-તે કેવી રીતે, તેનો વિચાર

નાત સમસ્તે ક્યારે, કેવો ને કેટલો કર્યો છે? બોલેબોલ ઝીલી લઈને માની લીધું કે આપણે "ખડાયતા" છીએ. આપણું મૂળ વતન "ખડાત" છે, આપણા ઇષ્ટદેવ શ્રી કોટયર્કજી છે, આપણાં ગોત્રો ફલાણાં છે ને આપણી ગોત્રજા દેવીઓ ઢીંકણી છે: સિવાય કાંઇ વિશેષ માહિતી મેળવવાની જરૂર છે કે નહિ? આપણે આપણને–પોતાને બરાબર ઓળખી લેવા, એ અનિવાર્ય ફરજ ખરી કે નહિ?

અનુભવ કહે છે કે નાતની જીજ્ઞાસાવૃત્તિ કેવળ કરમાઇ ગઈ નથી. તે નથી કરમાઇ ગઇ, એનાં દૃષ્ટાંતો શોધવા દૂર નહિ જવું પડે. વર્ષ દરમિયાન આવતા પ્રત્યેક તહેવાર ને પુણ્યવ્રતોનો મહિમા જાણવા–સાંભળવા સારૂ આપણે ક્યારે તૈયાર નથી હોતા? પર્વપર્વનાં પારાયણ ને પખવાડિયે પખવાડિયે આવતી એકાદસીનાં કથાનક આપણા અશિક્ષિત ગ્રામ્યબંધુઓ જ નહિ, પણ સ્ત્રીઓ ને બાળકો સુદ્ધાં કેટલા રસ ને ભાવપૂર્વક શ્રવણ કરતાં હોય છે? સંત મહંત ને મહાપુરૂષોની જયંતીઓ કે સંવત્સરીઓદ્વારા તેમનાં જીવન જાણવા–વાચવાને નાતના નાગરીકોને કેવી તાલાવેલી લાગે છે? સમાજસેવકો ને દેશનેતાઓને ચરણે શિર ઝૂકાવી, તેમનાં વચનામૃતો દ્વારા જૂના સિદ્ધાન્તોનું નવા લેબાસમાં પાન કરતાં બહુ ઓછાને પરિતૃપ્તિ થતી હશે. દેશની આડે પડેલા યોજન માપી મ્હેરામણની યે પારના પ્રદેશોના મહિમા વાચવા, ઘડાતા ઇતિહાસો આલેખવા, ભૂગોળ–ખગોળની પરિશોધો સાંભળવા અને એથી આગળ વધીને કહીએ તો ગોરી–ગુલાબી ચામડી વચ્ચેના પ્રચંડ વિગ્રહના તાજા તાજા તાર વાચવા સારૂ આપણી જીજ્ઞાસાવૃત્તિ કાંઇ ઓછી તલપાપડ નથી થતી; ત્યારે ખુદ આપણાં જ કુળ, કુળદેવ અને કુળનાં મૂળ જાણવા–સમજવા

પ્રત્યે સાવ ઉદાસીન વૃત્તિ જોવાય એ ખેદજનક ખૂબી ઓછી ?

એવાં નર્યાં કુટુંબો દીઠાં છે, જેમને પોતાના તેર, નવ કે છેવટ સાત પેઢીનાય પિત્રાઇ-પૂર્વજોની નામાવલિ કંઠસ્થ નથી હોતી. એવા ઘણા ભાઇઓ પડયા છે, જે પોતાનાં ગોત્રાદિ નહિ જાણતા હોઇ 'यथा गोत्र'ના શબ્દોચ્ચારવડે જ જોષી કે ગોરને ક્રિયાવિધિ આટોપવાનું કહેતા હોય છે ! સંસારમંદિરની પગથીપર પદારમ્ભ કરતાં જ, લગ્નવેદીમાં " શ્રી કોટયર્કની સ્થાપના "ના શૂચિ શબ્દોચ્ચારવડે લગ્નદંપતીના કર્ણને પાવન કરવામાં આવે છે; છતાં કોટયર્કજીને નહિ ઓળખનાર કે આપણા એ ઇષ્ટદેવને મંદિર તીર્થાટને નહિ ગએલા એવા જોઇએ તેટલા જ્ઞાતિબંધુઓ વીણી શકાય તેમ છે. કેવી દયાજનક દશા ?

## આ પુસ્તકનું ઉત્પત્તિ કારણ

—૨—

એ દશા ને દફનાવ્યે જ છૂટકો, એવા તરંગો વર્ષો થયાં ઉદ્ભવતા, પણ તરંગની ટેવ પ્રમાણે તે ઉછળતા ને પાછા વિરમી જતા; ને સાધનને અભાવે ભાવના મૂર્તિમંત સ્વરૂપ લઇ શકતી ન હતી; તથાપિ કોઇ શુભ સ્થળે ને શુભ પળે વેરાઇને વવાયલાં બીજ યથાકાળે ને અગમ્ય રીતે પણ ફળી ઉઠે છે, તે નિયમે સંવત્ ૧૯૭૮ ના કાર્તિક માસથી " ખડાયતામિત્ર " આ લખનારના તંત્ર હેઠળ મૂકાયું અને ચર્ચાનું એ સાધન હસ્તગત થતાં, એ જ સાલમાં ગોત્રચર્ચા આરંભી. તે વખતે કોને ખબર હતી કે આજથી ત્રણ વર્ષ પર જગાડેલી ગોત્રચર્ચાને પરિણામે તેના વિશિષ્ટ ફળરૂપ ગોત્રો અને ઈષ્ટદેવ પ્રકરણ-નિરૂપણને લગતા આવા એક મનનીય પુસ્તકની નાતને ભેટ ધરાશે ?

'શંકા–સમાધાન' શિર્ષક હેઠળ સં. ૧૯૭૮ના પોષ માસના અંકથી ગોત્રચર્ચા શરૂ થઇ [એ અંકનું ૯૪મું પાનું જુઓ.] ચર્ચાપત્રીએ ગોત્રોના ખરાપણાની ખાતરી, ખાસ કરીને ખડાયતા ગોરો પાસે રાખેલી. વળી એ જ અંકમાં (પાનું ૯૬) ગોત્ર તોડીને વિવાહ કરવાની પદ્ધતિ અનાદરણીય હોવાના વિચારો-વાળું એક ચર્ચાપત્ર કોઇ "જીજ્ઞાસુ"એ છપાવ્યું હતું; પરન્તુ પ્રમાણ-સૂત્રોના સમર્થન સિવાયના નકરા વિચારો નથી રસિક લાગતા કે નથી ગળે ઉતરતા. એટલે " ગોત્ર તોડીને વિવાહ ન થાય ? " એ મથાળા હેઠળ, મોઘમ—પણ નાતમાં જરા ખળભળાટ થાય એવી શૈલીથી એક નોંધ લખીને એ વિષે પોતાના સ્વતંત્ર વિચારો પ્રકટ કરવાનું નાતના વિદ્વાનો અને વિદ્વાન ગોરોને નિમંત્રણ કર્યું હતું.

નિમંત્રણનો જવાબ બહુ સંતોષપ્રદ મળ્યો. કવિ ન્હાનાલાલ જેવા પરકોમના સાક્ષરકવિએ પણ ગોત્રો વિષે પોતાનો મત Interview દ્વારા દર્શાવ્યો. " વાણીઆનાં ગોત્ર " નામે સાક્ષર શ્રી કાંટાવાળાએ લેખમાળા શરૂ કરી. [મહા, ૧૯૭૮, પૃષ્ટ ૧૨૪] અને એ જ અંકમાં ત્રણ વધુ જ્ઞાતિબંધુઓએ જુદાં જુદાં ત્રણ ચર્ચાપત્રો છપાવ્યાં હતાં; વળી એ સાલના ભાદ્રપદ અંકથી 'ખડાયતા વાણિયાનાં ગોત્ર' નામે લેખો આવવા માંડયા: આમ, કાંકરી ફેંકવાથી વધતાં જતાં જળ કુંડાળા પેઠે, ગોત્રચર્ચા વિષે નોંધ લખાયા પછી, તે ચર્ચા વધુ ને વધુ જામતી ગઇ અને જ્ઞાતિસમુહમાં રસપૂર્વક વંચાતી ગઇ, ત્યારે મને કંઇક લાગ્યું કે પ્રસ્તુત વિષયમાંય જ્ઞાતિની જીજ્ઞાસાવૃત્તિ છેક જ ઠીંગાઇ ગએલી નથી–અથવા તેને પોષણ મળવાથી પૂરં બ્હારમાં હવે ખીલી નીકળવા લાગી છે.

## ઇતિહાસ વિરૂદ્ધ ધર્મ

—૩—

ત્યાર પછી ગોત્રચર્ચાનો વિષય વધારે છેડાયો. ખડાત, ખડાયત, ઇષ્ટદેવ, ગોત્રો અને ગોત્રજ દેવીઓનાં મૂળનાં પરિશોધનના મંથનને અંગે ધર્મ વિરૂદ્ધ ઇતિહાસનાં પાનાં ફેંદાયાં. મને કોઈ પૂછે, કે સૃષ્ટિના આરંભકાળે પ્રથમ શું-ધર્મ કે ઇતિહાસ ? તો હું ધર્મ—શાસ્ત્ર ને વેદ સ્મૃત્યાદિને જ પ્રધાનપદ દઉં. બન્યું પણ એમજ કે તર્કસિદ્ધ દલીલોવાળા ઇતિહાસની દૃષ્ટિએ ગોત્રો વિષે ચર્ચાતી ચર્ચા કરતાં પ્રમાણસિદ્ધ ધર્મશાસ્ત્રોની દૃષ્ટિએ થતી ચર્ચા જ્ઞાતિમાં ને સમાજમાં વધારે રસથી વંચાવા લાગી અને આ એક ગૌરવ ધરવા યોગ્ય બીના ગણાય, કે ઇતિહાસના ઓપ વિરૂદ્ધ ધાર્મિક ભાવનાની રંગોળથી ઝૂઝવાનું બીડું આપણામાંના જ એક વિદ્વાન ખડાયતા ગોરે ઝડપ્યું !

આ પુસ્તકના લેખક આપણા “ખડાયતા ગોર”ને શબ્દોથી ઓળખાવવા પડે તેમ નથી. અમદાવાદના વતની ને ધંધુકાના નિવાસી સોમનાથ હરગોવિંદ દવેનું નામ ઘણા જ્ઞાતિ ભાઈઓને પરિચિત છે. તેમણે આ પહેલાં પણ કેટલાક ધર્મપ્રાધાન્ય પુસ્તકો રચેલાં છે; વળી અવારનવાર ‘ખડાયતા મિત્ર’માંય તેમના મનનીય લેખો છપાય છે જ. તેમણે આ લખનારની નમ્ર વિનતિનો સ્વીકાર કરી પોતાને ખર્ચે, ‘ખડાયતામિત્ર’ના દરેક ગ્રાહકને પ્રસ્તુત પુસ્તક ભેટ તરીકે વહેંચવાનું જે સ્તુત્ય ઔદાર્ય દાખવ્યું છે, તે બદલ સમસ્ત જ્ઞાતિ–બધા યજમાનો–તેમના ઋણી રહેશે.

મારેલી માત્રાને વિધિપૂર્વક ને કાળજીથી ન વપરાય તો પરિણામ વિપરીત આવે. ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ લખાયલાં

તત્ત્વમંથનવાળાં પુસ્તકોને પણ એ નિયમ લાગુ પડે છે. તેના વાચન મનન કે નિદિધ્યાસનમાં શાંતિ જોઇએ, હૃદય--મગજ ને ચિત્તની સ્વસ્થતા જોઇએ, સંયમ જોઇએ, વિચારશક્તિને કેળવી, તર હોય તે જ તારવી લેનાર સાચા ન્યાયાધિશનું Consciénce જોઇએ.

$\frac{\text{ગ્રાહકો}}{\text{વાચકો}}$ એ આ પુસ્તકના વાચનારએ જ એટલું સમજી લેવું જોઇએ, કે પુસ્તકની 'ઇતિશ્રી' થયા પછી "અહાહા!" કે "અરેરે"નો ઉન્હો–ઉંડો ઉદ્દ્‌ગાર કઢાવનારી આ સામ્પ્રત યુગની નવલકથા નથી; નથી આ સંવાદોનું સાહિત્ય કે નથી નાટક કાવ્ય કે જીવનચરિત. આ એક નિબંધ છે અને તેય વળી ધર્મનાં કેટલાંક ગહન તત્ત્વોવાળો છે; એટલે મૂળે તો લોકને નિબંધપર જ ઓછી રૂચિ હોય છે ને અન્ય આવરણોવડે ધર્મને છાઇ દીધેલા વર્તમાનકાળે સામ્પ્રદાયિક કે ધાર્મિક સાહિત્ય વાચવાની રૂચિ પણ, મિષ્ટાન્ન જમ્યા પછી અમદાવાદના ફૂલકાને ફરજિયાત વાગોળવા જેવી જણાય છે, વાસ્તે જ વાચકોને વાચનપદ્ધતિની સ્મૃતિ તાજી કરી આપવી પડે છે.

## સમગ્ર પુસ્તકનો સારાંશ

–૪–

આ પ ણી ના ત માં સંસ્કૃતિવાળું જીવન ઘણું નથી. તે આ પુસ્તક પચાવી શકશે ? જઠરાગ્નિના પ્રમાણમાં જ પાચન થઇ શકે એ નિયમ લક્ષ્ય બહાર નથી. નાતમાં કેટલાક બલ્કે ઘણા એવાય ભાઇઓ છે, જેઓ 'ખડાયતામિત્ર'ના લેખોની ભાષાને આકરી કહી રહ્યા છે. તેમને વાસ્તે તો આ પુસ્તકનો વિષય અવસ્ય ગહન કે સમજવામાં કઠિન લાગવાનો. એટલે વિસ્તારભયની અવગણના કરીને પણ, આ પુસ્તકમાંના

કેટલાક મુદ્દાઓ, જે વ્યવહારૂ દૃષ્ટિએ ખાસ જરૂરી લાગેલા, તેની અહીં તારવણી કરી છે. તેના વાચનથી વાચકો વસ્તુ રહસ્ય માત્ર સમજે તોય સારૂં.

પુસ્તક બે ખંડમાં વહેંચાયલું છે. પહેલા ભાગમાં "ઋષિપ્રણિત ગોત્ર વંશાવલિ" છે અને બીજા ખંડમાં "ખડાયતા કોટયર્ક સિદ્ધાન્ત" નું પ્રતિપાદન થયું છે. સમગ્ર પુસ્તકમાં જે વિષયો ચર્ચાયા છે તે (૧) ગોત્રો, (૨) **ગોત્રજા દેવીઓ** (૩) **ખડાયતા** (૪) **શ્રી કોટયર્ક** અને (૫) ઉપર્યુક્ત વિષયોના સમર્થનમાં કે તેમાં રહેલા કેટલાક ગૌણ વિષયોને લગતું આલેખનઃ એ પ્રમાણે છે. ગોત્રચર્ચા શાસ્ત્રીય દૃષ્ટિએ થએલી છે અને ગોત્રો કપોલકલ્પિત નથી, પણ ઋષિ-પ્રણિત છે એમ અનેક પ્રમાણોથી પુરવાર કરવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. "સ્મૃતિસ્મૃત્યાદિને આધારે લેખક માને છે કે "પ્રાચીન કાળમાં આપણને ગોત્ર હતાં. (પૃષ્ટ ૫) ગોત્રોને તેઓ "વેદકાલિન" પણ કહે છે. (પૃષ્ટ ૧૭) અને "પોતાનાં ગોત્ર-પ્રવર જાણવાનું સુગમ થઇ પડે તે માટે" ધર્મસિન્ધુ, પ્રયોગ પારિજાત, બૃહદારણ્ય ઉપનિષદ્‌ની વંશાવળી, ઉપાકર્મ વંશાવળી તથા મત્સ્યપુરાણ વગેરેમાંથી મોકળી કલમે અસંખ્ય અવતરણ આપ્યાં છે (પૃષ્ટ ૧૯ થી)

"ખડાયતાનાં વૈસ્ય ગોત્રો" વાળો લેખવિભાગ આપણું પ્રથમ ધ્યાન ખેંચે છે. તે ઋષિપ્રણિત જ છે, એવો સિદ્ધાન્ત ઠસાવવા સારૂ લેખકે ગોત્રો સ્હામે તેની ઉત્પત્તિનાં આધાર સ્થાન રજુ કર્યાં છે. જુઓઃ—

ગુંદાણું અથવા ગૌદાના... **गद्रायन, गौदिनि, वा।**

**वत्सकस्यपनिध्रुवेति।**

 

નાંદોલા અથવા નંદનપુર... नडायन, नैंद्राणि था ।
भृगु कट्यांगीरसेति ।

નંદીઆણું... ... ... नंदिभव । कस्यपवत्सारनि-
ध्रुवेति ।

નાંણા... ... ... धनञ्जया । विश्वामित्रमधू-
च्छदंसधनंजयेति ।

નરશાણા... ... ... नरि । भृगुच्यवनाप्नुवानौं-
वंजमदग्नेति ।

મેરવાણા... ... ... महियव । आंगिरसमहि-
यवसेत्येति

ભટસ્યાણા... ... ... भत्स्य । असितदेवलकस्य-
येति ।

શાવલાણા... ... ... श्यावाश्व । अत्रेयश्यावाश्व-
मुद्गलेति ।

શાલિશાણા... ... ... शालिसंधय, शालिहोत्र वा ।
अत्रेयार्चनानसपौर्वातिथि-
इति ।

(પૃષ્ઠ ૩૫-૩૬)

"ગોત્રજ દેવીઓ" વિષે લેખકની વ્યાખ્યા એવી છે કે "ગોત્ર-વંશ માટે પ્રકટ થએલી માતા," તે ગોત્રજ દેવી. તેની મહત્તા અને પ્રતિષ્ઠા દર્શાવતાં લેખક કહે છે કે આ દેવીઓનાં નામ પાણિની સૂત્રકારની પછીથી ઉત્પન્ન થયાં નથી, પણ

સેંકડો વરસો થયાં તે પૂજાએલી અને પૂજાતી આવે છે

**मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरीं**

(શ્વેતાશ્વર—ઉ) દેવી તે ઇશ્વરની માયા છે. વેદાંતમાં તેને પ્રકૃતિ કહે છે. પુરાણોમાં તેને શક્તિ કહે છે. કર્મકાંડમા દેવી કહે છે. આ દેવી ફક્ત હિંદમાં રહેલી છે તેમ નથી, પણ એશિયામાં બૌદ્ધ જૈનોએ પૂજેલી–યુરોપ– આફ્રિકા દેશોમા પણ પૂજાએલી છે. પછી તેનું નામ દેશની ભાષા પ્રમાણે પાડે તેની શી અડચણ? ગ્રીક લોકો 'નની'—નનને" એ નામે, હિંદમા લક્ષ્મી, સરસ્વતી, શક્તિ, અંબા–ભવાની, ચામુંડા, ગોત્રજા, કૌવત ઇત્યાદિ નામો મનુષ્યની કલ્પનાથી પડે છે. બાબીલન શેહેરમાં સોનારૂપાના શિખરથી બંધાવેલુ દેવીનું મહાન્ દેવાલય ઈતિહાસથી જાણીતુ છે. મિસરમાં પણ સેમેટીક પ્રજાએ તેનું પૂજન કરેલું છે. ગમે તે નામે અનેક દેશમાં દેવી (ગોત્રજા) પૂજાયેલી છે અને દુનિયાના દરેક સ્થળમાં રહેનાર મનુષ્ય પોતાના વંશની વૃદ્ધિ અર્થે ગોત્રજાને પૂજતો રહે છે. ભગવાન શ્રીકૃષ્ણનું–તેમના જન્મ વખતે મથુરાના રાજા કંસથી–ગોત્રજા દેવીએજ ગોત્રમાં ઉત્પન્ન થઇ રક્ષણ કર્યું છે અને શ્રી ભગવાને તે દેવીનું પૂજન કરેલું છે. એટલે દેવીઓ–ગોત્રજા–આજ પૂર્વે ૫૦૦૦ વર્ષ ઉપર પણ પૂજાતી માલમ પડે છે. (પૃષ્ઠ ૪૦–૪૧)

વળી લેખકે "આપણાં ગોત્રોનાં નામપરથી જ દેવીઓના નામ રાખેલાં" હોવાનું જણાવીને તેના પુરાવા માટે કેટલાંક દૃષ્ટાંતો રજુ કર્યા છે (જુઓ પાનું ૪૩–૪૪)

"ખડાયતા" શબ્દનો વર્ણ સાથેનો સંબંધક અર્થ" દર્શાવતાં લેખકે "ખડાયતા" શબ્દની વ્યુત્પત્તિ અને તેનો અર્થ ટુંકામાં આ પ્રમાણે કર્યો છે:—ખડાયતા=ખટ+આયતા. "ખટ"

એટલે ઇચ્છવું અને આયતા એટલે આશ્રય અર્થાત્ આશ્રયને ઇચ્છનાર તે ખડાયતા. આ વિષે વિશેષ માહિતી મેળવવા સારૂ જુઓ આ પુસ્તકનાં પાનાં ૪૬-૪૭-૪૮-૪૯-૫૦ વગેરે.

આપણી ઉત્પત્તિ ક્ષત્રિમાંથી નથી, પરંતુ બ્રાહ્મણુમાંથી થએલી છે, એ મંતવ્યના સમર્થનમાં લેખકે કેટલાંક ગળે ઉતરે એવાં પ્રમાણો આપેલાં છે. (જુઓ પૃષ્ટ ૫૧-૫૨)

આ પ્રમાણે પ્રથમ ખંડ પત્યા પછી બીજા ખંડમાં "ખડાયતા કોટચર્ક સિદ્ધાન્ત" વિષેનો વિચાર થયો છે. "કોટચર્ક સંપ્રદાય કયા નિયમપર રચાયો છે" તે સંબંધી લેખક સમાધાન કરે છે કે "શ્રી નારાયણ પ્રભૂએ કહેલો ભક્તિપ્રધાન માર્ગ, તે આપણો સમ્પ્રદાય છે."

જેને આપણું મૂળ વતન કહેવામાં આવે છે, તે "ખડાત" ભૂમિના સંબંધમાં લેખક એમ જણાવે કે તે "કોઇ પ્રદેશ, ગામ, નગર કે શહેરની જગા નથી, અને ખડાત ગામ વસ્તી માટેનું સ્થળ પણ ન્હોતુ." 'ખડાત' શબ્દની વ્યુત્પત્તિ કરતાં તેઓ જણાવે છે કે 'ખટ' એટલે દર્ભ=શરકટ ઘાસ અને 'આત' અથવા 'આયતા' કે 'આયતનં' એ શબ્દો સ્થાનવાચક હોઇ તેનો સમગ્ર અર્થ "શરકટ ઘાસની ભૂમિ" તે ખડાત, એવો થાય છે. એ ખડાતભૂમિ મૂળ રૂદ્રદામા નામના રાજાના તાબામાં હતી અને તેણે જે સ્થળે યજ્ઞ કરવા કુંડસ્થળી બનાવેલી, તે જ એ ખડાતભૂમિ હોઇ તે ભૂમિ-પર દેવસ્થાન થવાથી તેને ખડાયતન (અને અપભ્રંશ નામે ખડાત) નામ મળ્યાનું લેખકે જણાવ્યું છે અને રૂદ્રદામાએ પ્રસ્તુત ભૂમિમાં કરેલા યજ્ઞની સાલ સંવત્ ૬૧૧ની જણાવી છે.

આપણામાં " વોરા " અટક પણ હોય છે. તેનો અર્થ જેઓ "વ્યવહારિયા" કરે છે, તે વાસ્તવિક નથી એમ જણાવી, લેખકે તે શબ્દનું સ્પષ્ટીકરણ કર્યું છે.—" વોરા " શબ્દમાં રહેલા " આહ્વ " ધાતુને વિભક્તિ લગાડતાં " આહ્વારકા " શબ્દ થાય છે. એટલે—

अन्नमपहर्तारि आह्वारका
भवन्ति श्राध्ये सिध्ये

અર્થાત્ યજ્ઞમાં હવિ-દ્રવ્ય હોમાયા પછી રહેલા અન્નને પોતાને માટે લઇ જનારા તે ' વોરા ' અટકથી ઓળખાવા, એ પ્રાચીન તત્ત્વાર્થ લેખકે પ્રકટ કર્યો છે.

આપણા ઇષ્ટદેવ શ્રી ' કોટયર્કજી ' ના સંબંધમાં તેના નામાભિધાનના સ્થૂળ અર્થે કોટિ+અર્ક-અર્થાત્ કરોડો સૂર્ય જેવા જે અર્થ કેટલાક કરે છે, તે ભ્રમમૂલક જણાવી, લેખકે ' કોટયર્ક 'નો ખરો શબ્દાર્થ આ પ્રમાણે દર્શાવ્યો છે:—

" કોટયર્કમાં બે પદ છે. એક " કોટિ " અને બીજું " અર્ક ". કોટિ એ જગ્યાનું નામ છે અને અર્ક એટલે " હિરણ્યગર્ભ ". તે પુરાણોના ક્ષીરસાગરમાં પોઢેલા નારાયણ " પ્રભૂ છે. હિરણ્યગર્ભ-ઉપનિષદ નામ છે જેને વેદાંતમાં " પૂર્ણ પુરૂષોત્તમ " કહે છે. ( પૃષ્ટ ૭૪ )

અને આ હિરણ્યગર્ભ તે મહાભારત નારાયણી સૂત્રમાં વર્ણવેલા, જળશાયની શ્રી નારાયણ પ્રભુ હોઇ એ જ દેવ કૈટભ-મધુ દૈત્યને મારનાર છે, જે કોટયર્કને નામે હાલ કલિકાળમાં પૂજાય છે એમ લેખકે પ્રતિપાદન કર્યું છે.

શ્રી કોટયર્ક મહોત્સવ પ્રતિવર્ષ કાર્તિક સુદ દ્વાદસીએ થાય છે તેનું રહસ્ય લેખકે બહુ સંગીન પ્રમાણો સાથે પ્રદર્શિત કર્યું છે (જુઓ પૃષ ૮૨-૮૩-૮૪)

એ જ પ્રમાણે આપણા ધર્મની સ્થાપના ૬૧૧ માં થએલી હોવાનું જણાવીને તે કાળનિર્ણયનો ગૂઢાર્થ પણ આપણા 'ખડાયતા' શબ્દમાં રહેલો છે, એમ જણાવી લેખકે તેનું પૃથક્કરણ V. S. Apte કૃત ડિક્ષનેરીના આધાર સાથે નીચે મુજબ કર્યું છે:—

"ખડાયતા શબ્દમાં વ્યાકરણથી ત્રણ પદ નીકળી શકે છે. **खट वा षड**; એ બન્ને એકવાચી પર્યાય છે. **खट–षड** નો અર્થ ૭ સંખ્યાત્મક છે, **आय** એટલે eleventh અગીઆરમું અને **ता** એટલે religious-merit "ધર્મની સ્થાપના" (see V. S. Apte); એટલે "૬૧૧માં શતકમા ધર્મની સ્થાપના"—જો આપણા ધર્મની સ્થાપના થઇ હોય તો ખડાયતા શબ્દમાં જ શતક-કાળનો ગૂઢ અર્થ રહેલો છે.

વળી **खट** અથવા **षड** એ "કાર્તિકસ્વામિ" નું નામ છે. મહાભારતમાં "કાર્તિક સ્વામિને પ્રિય એવો મહેત્થ દેશ" એવુ આપણે ખડાતભૂમિ વર્ણનમાં જોઇ ગયા છીએ, **आय** એટલે અગીઆરમુ અને **त** એટલે passing—જતાં; અર્થાત્ કાર્તિકસ્વામિ તે કૃતિકાના પુત્ર છે, અને કૃતિકાથી કાર્તિક માસ નામ મળ્યું છે. તે જ નિયમે કાર્તિકસ્વામિ તે કાર્તિક માસ, **आय** તે કાર્તિક માસનો અગીઆરમો દિવસ અને **त** એટલે જતાં; અર્થાત્ કાર્તિક માસનો અગિયારમો દિવસ જતાં; એટલે બારસના દિવસે કોટયર્ક પ્રભુની સ્થાપના-ઉત્સવની બારસ-અન્નકુટ બારસ-સ્વતંત્ર પ્રબોધની બારસ-આવો આપણા શ્રી કોટયર્કના સંબધમા ખડાયતા શબ્દમાંથી જ અર્થ નીકળે છે. (પૃષ્ટ ૮૮-૮૯)

આપણામાં " દસા–વીસા " ના બે ભેદ છે. મૂળ એક જ ખડાયતાની ઓલાદમાંથી આવા ભેદોપભેદ ક્યાંથી ને કેમ પડયા, તેનું સ્પષ્ટીકરણ કરતાં લેખકે જણાવ્યું છે કે—" જે જે બ્રાહ્મણો અને વૈશ્યોની દશા વિશાની અટકો પડેલી છે, તે સ્થાનવાચી છે. માળવની ઉત્તર પશ્ચિમે ચર્મણ્યવતી નદી ઉપર " દશપુર " ( હાલનું ધોળપુર ) શહેર હતું અને માળવાની પૂર્વે " દશાર્ણ " દેશની વિદિશા નામની નગરી વેત્રવતી નદી પર હતી. આ બન્ને શહેર અગર દેશના વતનીઓને દશા વિશાની અટકો મળે તે સ્વાભાવિક છે—" દશપુર "ના દશા અને વિદિશાના વિશા. "

એ તો ઠીક; પણ " દશા વિશા " ના શબ્દાર્થ કરવામાં ગોરે—લેખકે જે છબરડો વાળ્યો છે, ( જુઓ પૃષ્ઠ ૧૦૩ ) તે વિદ્વાનો કે જેમને વ્યુત્પત્તિનું થોડું સરખું પણ ભાન હશે, તે કદી એ શબ્દાર્થ સ્વીકારી શકશે નહિ.

સિવાય વૈશ્ય વર્ગ વાસ્તે વપરાતા ' શાહ ' શબ્દનું તાત્પર્ય આપણને ઝટ ગળે ઉતરે એવી રીતે સપ્રમાણ દર્શાવવામાં આવ્યું છે ( જુઓ પૃષ્ઠ ૧૦૭ )

આ પ્રમાણે અતિ પરિશ્રમપૂર્વક અને સંખ્યાબંધ શાસ્ત્રીય ગ્રંથો ફેંદી, શ્રીયુત સોમનાથ દવેએ પ્રસ્તુત પુસ્તક તૈયાર કર્યું છે. સમસ્ત વિશ્વ મતાન્તરથી ભરેલું છે, તો આ પુસ્તકમાંના કેટલાક વિચારો સાથે મતભેદ ન હોય એમ તો ન જ બને. ચોક્કસ મુદ્દાઓ વિષે સૂક્ષ્મ વિચારભેદ તો આ લખનારને પણ છે; પરંતુ તેને ચર્ચવાનો આ સમય નથી. બ્હેતર તો એ છે, કે આખાય પુસ્તકમાંથી જેમને જે ગમે તે ગ્રહણ કરવું. છેવટ એ પણ જણાવવું જોઈએ કે પુસ્તકની ભાષા–શૈલી લેખકની જ કાયમ રાખી છે.

કેશવ હ. શેઠ

# ગ્રંથ પ્રયોજન

કોઇપણ હેતુ વગર કોઇની પણ પ્રવૃત્તિ સંભવતી નથી. "ખડાયતામિત્ર" માસિકમાં આજ બે વરસ થયાં ખડાયતાનાં ગોત્રો વિષેની ચર્ચા ચાલ્યા કરે છે અને તેના લેખક શ્રી. ભોગીલાલ ગાંધી નામના વિદ્વાને નિર્ણય કરી આપવા દલીલો કરી છે અને આધારો પણ આપેલા છે; પરંતુ સ્વધર્મથી રહિત–પરધર્મના આધારો હોવાથી સનાતનધર્મના અનુયાયીઓને માન્ય થતા નથી. તે કારણે સ્વધર્મહિતને જાળવવા અને પોતાના જ્ઞાતિબંધુઓને ભ્રાન્તિમાંથી દૂર કરવા આ ગ્રંથનું પ્રયોજન છે. જો કે મારા જેવા અલ્પજ્ઞાનીને આવા શાસ્ત્રસિદ્ધાંતની બાબતોમાં સાહસ ખેડવું એ ગજા ઉપરાંતનું કામ માથે લીધું ગણાય, છતાં મારા જન્મ અને કર્મને વિચારૂં તો તે મારૂં કર્તવ્ય તરીકેનું કામ હોવાથી આવાં કામ કરવાં તે મારી ફરજની દૃષ્ટિએ ધર્મ છે—એમ સમજી આ ગ્રંથ લખવા પ્રવૃત્ત થાઉં છું.

ધર્મ શબ્દમાં 'ધૃ' ધારણ કરવું એ ધાતુ છે. ધર્મથીજ પ્રજાનું ધારણ થાય છે. ધર્મ ગયો કે સમાજનાં બંધનો તૂટયાં સમજવાં. બંધનો તૂટયાં એટલે સમુદ્રમાં સુકાન સિવાય વહાણની જે સ્થિતિ તેવી સમાજ–જ્ઞાતિની સ્થિતિ પણ થઇ જાય. આ શોચનીય સ્થિતિએ પહોંચી ન જવાય તે માટે જે કાંઇ કર્તવ્ય હોય તે બજાવવું રહ્યું.

મહાભારતને જે દૃષ્ટિથી પાંચમો વેદ અથવા "ધર્મસંહિતા" માનવામાં આવે છે, તે ધર્મસંહિતા શબ્દથી ધર્મશબ્દનો મૂખ્ય અર્થ શો છે તે વિચારવાથી વાંચનારના

સમજવામાં આવશે. **स्वधर्मे निधनंश्रेयः परधर्मो भयावह** સ્વધર્મજ શ્રેષ્ઠ છે—ચાતુર્વર્ણ્યનું બંધારણ પણ આજ ધોરણ ઉપર રચાયું છે. જો કોઇ સ્વધર્મ છોડી દે અથવા એકાદ વર્ણનો જ્ઞાતિનો સમૂળગો નાશ થાય અને તે જગ્યા બીજા કોઇથી ન ભરાય તો તેટલા પ્રમાણમાં સમાજ પાંગળો બની જાય કે તદ્દન નાશ પણ પામે અગર નિષ્કૃષ્ટ દશાએ તો છેવટ આવી જાય તે તદ્દન ઉઘાડું છે. યુરોપાદિ દેશોમાં પણ જન્મથી નહિં તો ગુણ કર્મ વિભાગથી સમાજનું ધર્મની વ્યવસ્થાથી બંધારણ ચાલે છે. ધર્મનો અર્થ વિસ્તૃત કરવો જોઇએ. કુળધર્મ, જાતિધર્મ, રાજધર્મ, દેશધર્મ, પિતા-માતા પત્ની મિત્ર સપ્રદાય અને મોક્ષ સર્વનો ધર્મમાંજ સમાવેશ થાય છે. જે જે પ્રસંગ પ્રાપ્ત હોય કે થાય તે તે પ્રસંગે તેને અનુકૂળ ધર્મનો અર્થ કરવો જોઇએ. શ્રી ભગવાન અર્જુન પ્રત્યે તેના ક્ષત્રિય ધર્મ માટે **स्वधर्ममपि चापेक्ष्य ।** સૂત્રથી સ્વધર્મ શો છે તે વિચારવા સમજાવે છે, આપણને પણ એજ બોધ ગ્રાહ્ય હોઇ શકે.

આપણો મૂળ પ્રશ્ન ગોત્રોનો છે. તેનું સ્પષ્ટીકરણ પણ ધર્મથીજ કરવું જોઇએ. કેમકે ગોત્રો લગ્નવિધાનમાં બંધન રૂપ છે અને આ બધન શી રીતનું કર્યું છે તે જોવાનું છે. બન્ધન જો ખરૂં કહીએ તો વેદકાલિન હોવું જોઇએ અને કલ્પિત કહીએ તો કોઇ પેઢી—અટક—વેપાર—ગામપરથી ગોત્રો પડેલાં હોવાં જાઇએ. આવાં કલ્પિત ગોત્રો કદિ હોય તો ધર્મના બંધનમાં આડે આવે નહિ કે જે આપણને ઠેઠ સુધી બંધન રૂપે જકડી બાંધી રાખે. મુદ્દોજ અત્રે અટકે છે. સ્વધર્મ તપાસ્યા સિવાય અને પરધર્મ જોવાથી સ્વધર્મની

કુંચી હાથ લાગે નહિં. પરધર્મથી ઉત્પાદિત થતા અનેક ભ્રાન્તિમય અર્થો બુદ્ધિમાનને પણ સ્વધર્મથી ચલિત કરી ભ્રષ્ટ કરે છે, વાસ્તે ગોત્રોના વાસ્તવિક સ્વરૂપના નિરૂપણ માટે સ્વધર્મસિદ્ધાંતનું પ્રયોજન છે.

કર્મકાંડ કરનાર વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણો, શાસ્ત્રીઓ, જ્યોતિષ જાણનારાઓ સર્વ વૈશ્યને પુરોહિતનાં ગોત્ર લઇ કર્મનો આદર કરવો એમ કહે, તેનું **क्षत्रिय वैश्योतु पुरोहित गोत्र प्रवराविति सर्व सिद्धान्तः** આ ધર્મસિન્ધુનું પ્રમાણ છે અને તે મારા મતે માન્ય છે. સંસ્કારરહિત વૈશ્યોને ઉપરનું સૂત્ર લાગુ થાય છે, તોપણ ધર્મના બંધનરૂપ ગોત્રોનો પ્રશ્ન છે અને ગોત્ર શબ્દ ધર્મથી મર્યાદિત છે. હું એક ખડાયતા બ્રાહ્મણ વર્ગનો તમારો ગોર છું. મારૂં કર્તવ્ય છે કે મુળ વાત શું છે, તેની મારા યજમાનોને જાણ કરવી; પછી અમલ કરવો યા ન કરવો તે એક જુદીજ વાત છે, પણ જાણવાને હરકત નથી. બીજા ઇતર વૈશ્યોને પોતાનાં મૂળ ગોત્રો હોય અથવા ગોત્રોનાં બંધનો હોય કે કેમ, અગર તેમનાં ગોત્ર ખરાં કે કલ્પિત છે, એવો પ્રશ્ન શાસ્ત્રીઓ આગળ પૂછાય તો ઉપરનું જ સૂત્ર જણાવે. પણ તમારા અર્થે જે પ્રયત્ન મારે કરવો ઘટે તે તો કર્તવ્યની દૃષ્ટિએ અનુષંગિક છે, એટલે પ્રામાણ્ય ગ્રંથોના આધારે ભાષા સાદૃશ્ય કે અર્થ સાદૃશ્ય પણ હાલનાં ગોત્રો ઋષિ ગોત્રો સાથે મેળ લે છે કેમ, તે શોધી આપવાનું છે અને તે સાથે શ્રી કોટચર્ક સંપ્રદાય, ખડાત, ખડાયતા વગેરેનું નિદર્શન પણ શાસ્ત્ર પ્રમાણથીજ કરાવી દેવું અને વહિવંચા, બારોટ, રાજપૂતોનો ઇતિહાસ લખનાર પરદેશી ટોડ સાહેબ અને જેના-

ચાર્યોથી મેળવેલી હકીકતોથી ઠરાવેલા ગોત્રો, ખડાયતા, ગોત્રજા અને કોટયર્ક શબ્દોના કરેલા કલ્પિત અર્થોનો અર્થ અને વિધિવાદથી નિષેધ કરી સ્વધર્મ મતનું સ્થાપન કરવાની અમારી યોજના છે.

વિદ્વાન યજમાન રા. ગાંધીને પદ્મ પુરાણાદિ ક્ષેપક હોવાથી પોતાના મતે માન્ય ન હોય તો પછી પોતે સ્કંધ પુરાણનો દાખલો આપી ખડાયતા ગોરોની ઉત્પત્તિ અને તેમનાં ગોત્રોનું શ્રીમાલી મિક્સ્ચર બંધારણ કેવી રીતે ઠરાવે છે? એ તો અમને આશ્ચર્ય લાગે છે કે વિદ્વાન પણ આવી મૃષા વાણીનો ઉપયોગ કરે છે વળી પૂર્વે મિ. મૂળજીભાઇ કોઠારીએ કોટયર્ક નામનું પુસ્તક પ્રકટ કર્યું છે તેમાં ખડાયતા ગોરોને જોઇએ તે કરતાં—હદ બહાર દૂષણપદવી આપી આક્ષેપ કર્યો છે અને કોટયર્ક મહાત્મ્ય એક ખડાયતા બ્રાહ્મણે બનાવેલુ છે તેથી તેમાં કાંઇ તથ્ય કે પથ્ય નથી એમ પોતે વિદ્વાનમાં ખપવાનો ડોળ કરતાં, ગમે તેમ છપાવી નાખે છે ! પણ તેમના કરેલા આક્ષેપોનો જવાબ, ખડાયતા યજમાનો ઉપર વૃત્તિ કરનારા ખડાયતા ગોરોની શી તાકાત– કે આપે ? કદિ મિ. કોઠારી અમારી વૃત્તિ તોડી નાંખે તો ! સંભવ છે કે આ બ્હીક ગોરોને હોય! વળી તેઓ બીજા યજમાનોને અંધશ્રદ્ધાળુ કહી તેમની આંખો ઉઘડાવે છે અને અમારી વૃત્તિ કમીપણામાં લાવવા તેમની વૃત્તિનું દિગ્દર્શન છે. છતાં બ્રાહ્મણ સ્વકર્મથી રહિત–અભણ–એટલે તેના તરફ તેની દૃષ્ટિ ઉપેક્ષા કરતી રહે અને બ્રાહ્મણનો અભાવ થયો માની બ્રાહ્મણની જગ્યાનું કામ પુરવા પ્રયત્ન કરે તે વાસ્તવિક છે; પણ બ્રાહ્મણની જગ્યાનું કામ કરવા પૂર્વે જે જે તૈયારીઓ

અધિકાર મેળવવો જોઇએ, તેનો વિચાર કર્યા વિના બ્રાહ્મણની જગ્યાનું કામ કરવું તે ડાળ ઉપર ચઢી થડ કાપવા સરખું છે. તેમ હજુ હિંદમાં ધર્મ ઉપદેશક વિદ્વાન બ્રાહ્મણોનો અભાવ પણ થયો નથી. ધર્મની પ્રવૃત્તિ અને ઉપદેશ તેના અધિકારનું કામ છે. બીજી વર્ણે તે જગ્યા પૂરવી ને ધર્મનો ઉપદેશ કરવો તે ઉંધી ગાગર મૂકી તે ઉપર પાણી રેડવા બરોબર છે. અનધિકારીએ લખેલા અથવા પ્રબોધેલા અર્થો સમાજ—જ્ઞાતિના ભણેલ કે અભણ સર્વને બ્રાન્તિમાં નાંખનાર અને સ્વધર્મથી ચલાયમાન કરનાર હોવાથી અગ્રાહ્ય છે એમ વિદ્વાન આચાર્યોનું કહેવું છે. માટે સર્વથા ત્યાજ્ય છે અને લેખકોએ પણ સંપૂર્ણ જાણ્યા વિના તેવી પ્રવૃત્તિ કરવા સાહસ ન કરવુ એજ તેણે મેળવેલી વિદ્યાનું ભૂષણ છે.

બાળક અજ્ઞાન હોય તોપણ જો યુક્તિવાળું તેનું વચન હોય તો વિદ્વાનને પણ ગ્રાહય છે, તોપછી બ્રાહ્મણો અજ્ઞાન કર્મરહિત હોય તોપણ તેનું ગૌરવ સાચવવું એ પોતામાં રહેલી નમ્રતા, બુદ્ધિમાન હોય તે કેમ છોડે ?

"ગોત્રોનો પ્રશ્ન ધાર્મિક છે તેથી કોઇ વિદ્વાન શાસ્ત્રી અગર ગોરને પાસે રાખી આ વાત ચર્ચાય તો વધારે ઠીક." આવો ઉલ્લેખ ગોત્ર ચર્ચાની શરૂઆતમાં રા. બ. કાંટાવાળાએ કરેલો; પણ કોણ લક્ષ્ય આપે ? તથાપિ શ્રેષ્ઠ પુરૂષનો ઉપદેશ કેમ વૃથા જશે ? ખડાયતા ગોરે કદિ કોટયર્ક મહાત્મ્ય બનાવ્યું હોવા પણ સંભવ છે. પણ અમારા મતે પદ્મ પુરાણમાંના આદિ ખંડનો ઉતારો છે એમ માલુમ પડે છે, અથવા ઉભો કરેલો ગ્રંથ હોનો તોપણ જેના લખેલા ગ્રંથનો ઉકેલ કરી આપવા તેના પ્રતિપક્ષીને પ્રેરણા કરી ખડાયતા અને કોટયર્કના શબ્દાર્થ,

ભાવ–રૂઢિ સાદશ્યથી શબ્દમાં રહેલા ગૂઢ અર્થની સંકલના ભાગી સ્વધર્મ સંપ્રદાયનું તત્વરૂપ દ્વાર ખુલ્લું કરાવે એજ તે અમારા મહાન પૂર્વજ, કેટયર્ક મહાત્મ્ય રચનારની મહત્તા છે. એમ અમારે પણ કહેવું પડે અને રા. બ. કાંટાવાળા જેવા શ્રેષ્ઠિ પુરૂષના વચનને પ્રમાણ કરવું તે પણ અમારો મુખ્ય હેતુ છે.

આ પ્રકરણમાં જે જે શબ્દોના અર્થો કર્યા છે તે શબ્દોના એક પણ અક્ષરમાં આગમ મૂક્યો નથી કે વિપર્યય કર્યો નથી. એક અક્ષરના સ્થાનનો નાશ કરી બીજો અક્ષર નિયમથી પણ મૂક્યો નથી–ભ્રાન્તિમય શબ્દ ઉમેર્યો નથી. જે પ્રમાણે શબ્દોચ્ચાર થાય છે તેજ શબ્દો પ્રમાણરૂપ માની અક્ષરો પણ કાયમ રાખી, તેના પદ પાડી વ્યાકરણ સૂત્રોથી સાધ્ય કરી પ્રકરણવશાત્ અર્થ પ્રતિપાદન કર્યો છે. બાકી વેદ, ઉપનિષદ મહાભારત અને ખગોલ જ્યોતિષમાંથી આપણા અર્થ સમર્થન કરનારા વાક્યોનું અવલંબન કર્યું છે. યુનિવર્સિટીમાંથી અભ્યાસ કરી ડીગ્રીઓ મેળવનાર યુવકો માટે શબ્દના અર્થની નિઃશંકતા સમજવા ( V.S.Apte ) સંસ્કૃત-અંગ્રેજી ડીક્ષ્નેરીનું વિશેષ પ્રમાણ લીધું છે. એટલે અમે સ્વકપોલકલ્પિત કાંઇ પણ જણાવ્યું નથી. જો કાંઇ હોય તો શબ્દોના અર્થની સંકલનાઓનો ઉકેલ કરી આપી નિઃશંક અર્થ જણાવવા એજ અમારી બુદ્ધિનું કામ છે; બાકી તો વેદ, ઉપનિષદાદિ પ્રામાણ્ય ગ્રંથોનુંજ કહેવું છે. ગોત્ર વંશાવલી વિસ્તારથી આપી છે; કેમકે રા. બ. કાંટાવાળાએ જણાવેલાં વૈશ્યોનાં ગોત્રો સાથેનો મેળ વાંચનારજ પોતે કરી શકે, અથવા સુગમતાથી શોધી કહાડે. તેમજ

બ્રાહ્મણથી લઇ વૈશ્ય સુધીના ગમે તે જ્ઞાતિના માણસને પોતાનાં ગોત્રો કોઇપણ રીતે યાદ હોય તો ઋષિ વંશાવલીમાંથી પોતાનું શુદ્ધ ગોત્રનું નામ અને પ્રવર જાણી શકે, તેટલા સારૂ વંશાવલી અને તે પછી અકારાદિથી અનુક્રમણિકા મૂકી છે. તે અનુક્રમણિકામાં હસ્તદોષ અગર મેળ કરવામાં ભૂલ થઇ હોય અથવા કોઇ જગ્યાએ સ્થલાન્તર થઈ ગયાં હોય તો વાંચનારે ગ્રન્થ બેસતો મેળ કરી લેવા વિનતિ છે.

આ નાનકડા લેખના બે વિભાગ રાખ્યા છે. પ્રથમ વિભાગમાં જીજ્ઞાસા અને શ્રદ્ધા ઉત્પન્ન કરાવવા મીમાંસાનાં પ્રવચનોનું વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. પૂર્વ પક્ષની દલીલોનો નિષેધ કરી ગોત્રો, ગોત્રજા તથા ખડાયતાનો સિદ્ધાંત કરી આપવામાં આવ્યો છે. બીજા વિભાગમાં આપણો વર્તમાન સંપ્રદાય કોટયર્ક, ખડાતભૂમિ, કોટયર્ક પ્રાકટય, તેનો કાળ-નિર્ણય (સંવત્સર) યજ્ઞભૂમિ, વિધિ, વૈશ્ય–જોડાણ–દશાવિશાના ભેદ, જૈનમત, જૈન વંશાવલી અને કોટયર્કમાં જૈનપ્રવેશ તારીખ વગેરે સવિસ્તર હકીકતનો ખુલાસો કરી બીજો વિભાગ સમામ કરવામાં આવ્યો છે.

આ લેખ વાંચનાર કદિ વ્યાકરણ ખગોળ ભૂસ્તરજ્ઞાતા કે રેખાંશ અક્ષાંસની સમજ ધરનાર અને ગણિતને જાણનાર હશે તો તેને વિશેષ આનંદ થશે. તેમાંએ જો વેદસંહિતા અને ઉપનિષદોનો જાણકાર હશે અને મહાભારતાદિ ઇતિહાસનો અભ્યાસક હશે અથવા તો ભાગવતાદિ પુરાણોનો વાંચક હશે તેને આ ગ્રંથમાં પ્રતિપાદન કરેલા અર્થો સાદૃશ્ય પ્રત્યક્ષ થશે એમ મારી ઘટનાથી ઉત્પન્ન થનારાં આંદોલન જણાવે છે.

આ લેખ સંવત્ ૧૯૮૦ ના વૈશાખ માસમાં લખી પૂર્ણ કરવામા આવ્યો હતો અને છેલ્લી પરિષદ્ પછી તુરતજ **ખડાયતામિત્રના** તંત્રીજીને મોકલવામાં આવ્યો હતો. તે રહેતાં રહેતાં એક વર્ષના અંતે તંત્રીજીએ છાપવા માટેની શુદ્ધ નકલ માગવાથી તૈયાર કરી આજે રવાના કરૂં છું.

આ લેખમાં પૂર્વપક્ષ રા. ભોગીલાલભાઇના જણાવેલા રૂદ્રદામા–તેનો સિક્કો અને બીજાં પ્રમાણો લીધેલાં છે તેથી તેમનો પૂર્ણપણે આભાર માનું છું.

આ લેખ " મારે છપાવી આપવો અને મિત્રને ભેટ તરીકે અર્પણ કરવો " એવો તંત્રીજીનો વિચાર જાણ્યાથી તેમનાં વચનોને સાદર ગણી આ નાનકડા ગ્રંથરૂપ પૂષ્પાંજલિ મારા સમસ્ત ખડાયતા બ્રાહ્મણ અને યજમાનોની સેવામાં મૂકવાનો પ્રસંગ જાણી ગોર તરીકેની મારી કર્તવ્યતાના ઋણ-માંથી મુક્ત થઇ આનંદ માનું છું.

મારા વિદ્વાન યજમાનો અને બંધુઓ પૈકી એકાદને પણ જો આ લેખથી હૃદયાકુર પ્રફુલ્લિત થઇ આનંદ મળશે તો મારા આ કર્તવ્યને સફળ સમજી સંતોષ માનીશ.

લેખ લખવામાં છાપવામાં હસ્તદોષ થાય તે સ્વાભાવિક છે તેથી વિજ્ઞાપના કરવામાં આવે છે કે સુજ્ઞજનોએ તે તે સ્થળે સુધારી વાચવા કૃપા કરવી.

ધંધુકા. સવત્ ૧૯૮૦ ના વૈશાખ સુદ ૩: તા. ૬ઠી મે સને ૧૯૨૪

તા. ૧૦મી એપ્રીલ ૧૯૨૫

S. H. Dave
ખડાયતા ગોર



कोटयर्काय नमः

# ઋષિ પ્રણિત ગોત્ર વૃત્તાન્ત

અને

# ખડાયતા કોટયર્ક સિધ્ધાંત

## પ્રથમ ખંડ પ્રારંભ:

### "ધર્મ જીજ્ઞાસા"

उत्तिष्ठत जाग्रत प्राप्यवरान्निबोधत ।
क्षुरस्यधारा निशितादुरत्यया दुर्गंपथस्त-
त्कवयो वदन्ति ॥

( उपनिषद् )

મનુષ્યને જન્મથી માંડી અંત સુધીમાં એકાદ વખત ધર્મ યાદ આવે છે, પણ અનિવાર્ય સંજોગોને લેઇ તેનાથી ધર્મ સાધ્ય થઇ શકતો નથી. આ કારણથી શાસ્ત્રોએ નાનપણમાં જ બ્રહ્મચર્ય પાળી ધર્મ-અર્થ-કામ અને મોક્ષ સુધીનો પુરૂષાર્થ મેળવવાની કળા શીખી લેવી જોઇએ. તેવી

આજ્ઞા કરી છે. કળાઓ શીખા લેવામાં પણ ભેદ હોય છે અને જ્યારે ભેદવાળું સમજવાને કઠિન લાગે છે, ત્યારે લોકો તેને કંટાળી છોડીદે છે અને નિરાશ થઈજાય છે. આવી સ્થિતિમાં મનુષ્યને આશા ઉપજાવી ખરી જીજ્ઞાસા ઉત્પન્ન કરવા શ્રુતિ–બોધ કરે છે. નિરાશ થયો હોય તો " **उत्तिष्ठत** " ઉભો થા, બુદ્ધિ મુંઝાઇ હોય તો " **जाग्रत** " હુશીઆર થા, અને શ્રેષ્ટો પાસે જઈ જાણી લે. શ્રેષ્ઠો પાસે જઇ જાણવું તે કાંઇ સહેલ નથી. પ્રથમ જીજ્ઞાસાવાળો શ્રદ્ધાવાન થાય **अथातो धर्म जिज्ञासा।** આ સૂત્રથી જો તને ધર્મ જીજ્ઞાસા હોય તો " **श्रद्धस्व** "શ્રદ્ધા રાખ. આ વાક્યો ઉપનિષદ્‌નાં છે. જીજ્ઞાસા થયા વિના ચિત્ત ગ્રહણ કરવા સમર્થ થતું નથી. ખડાયતામિત્ર માસિકના મુખ પૃષ્ટ ઉપર પણ ઉપરનો અર્ધ શ્લોક–જીજ્ઞાસા ઉત્પન્ન કરી ચિત્ત આપવા બુદ્ધિમાન તંત્રીએ યોજ્યો છે. માસિકના ગ્રાહકની નજર ન ગઇ હોય તો હવે બરોબર તેના પર લક્ષ આપવું ઘટે છે. શ્રેષ્ઠો પાસે જવું પણ શ્રદ્ધા અને જીજ્ઞાસા વગર શ્રેષ્ઠોએ કહેલું ગળે કેમ ઉતરશે? જો જીજ્ઞાસા નહિ હશે તો કહેનારને વિના કારણ શ્રમ છે અને સાંભળનારને કાંઇ ફાયદો થતો નથી. માટે હવે જો વિષય જાણવાની ઇચ્છા થાય તો જ તે વિષય પુરેપુરો સમજી શકાય છે અને ચિત્તપણ ગ્રહણ કરે છે. તેમાંએ ધર્મ વિષય મહા કઠિન છે તેને જાણવો તે સજેલા " તીક્ષ્ણ અસ્ત્રાની ધાર ઉપર ચાલવું જેટલું કઠિન છે તેવો ધર્મ જાણવાનો રસ્તો કઠિન છે." એમ સૂક્ષ્મ બુદ્ધિવાળા પુરૂષો (ઉપનિષદ્‌કારો) કહે છે. તેથી ધર્મની સૂક્ષ્મતા ચિત્ત વગર અને શ્રેષ્ઠ પુરૂષોની સહાય

વગર સહજમાં પ્રાપ્ત કરી શકાય તેમ નથી; માટે જીજ્ઞાસા અને શ્રદ્ધાની જોડ મેળવીને ધર્મ જાણવાની ઇચ્છા કરવી તે શ્રેષ્ટ છે.

આપણામાં કન્યાની અછત છે. જ્ઞાતિમાં અનેક તડો–એકડા–તે ઉપરાંત વિશા દશાના ભેદો છે. એટલે કન્યા લેવા દેવા સંબંધમાં એકબીજા અલગ રહે છે. આવા પ્રસંગમા વળી વિશેષમાં "ધર્મબંધન" જે નડે છે, તે આપણાં ગોત્રો છે. શાસ્ત્રની એવી સખ્ત મર્યાદા બંધાયેલી છે કે એક ગોત્રમાં લગ્ન થઇ શકે જ નહિં. આવાં ગોત્રોનાં બંધનો આપણને શાસ્ત્રીય રીતે પ્રાપ્ત છે કે કપોલ કલ્પિત? આ પ્રશ્ન વિચારવા જેવો છે. પણ કયું શાસ્ત્ર! સ્વધર્મનું કે પરધર્મનું? આપણા માટે આપણું–સ્વધર્મનું શાસ્ત્ર જોઇએ. સ્વધર્મના શ્રેષ્ટ પુરૂષોની સહાય જોઇએ. જ્યારે સ્વધર્મનાં સાધનોથી સંતોષ ન થાય ત્યારે જ પરધર્મ અને તેના ગ્રંથોનો આશ્રય લેવો ઘટિત છે. અન્યથા નહિ! સ્વધર્મનો લોપ કરાય નહિ. જે ધર્મ, જે સૂત્રોથી બંધારણમાં આવ્યો હોય તેજ સૂત્રોનો આધાર જોવો જોઇએ, એમ શ્રેષ્ટ પુરૂષોનો મત છે. પછી જો કોઇને સ્વધર્મ ન ગમે અને પરધર્મજ શ્રેયસ્ પ્રેયસ્ હોય તો તે પોતે સ્વતંત્ર છે.

ગોત્રો (Generation) પેઢી–અટક–કર્મ–કે સ્થાન અને વર્ણવાચક હોઇ શકે નહિ. તેમ પેઢી–અટક–આદિને બદલે પણ ગોત્ર વપરાય તેમ નથી*

---

* વપરાય છે; નરસાણા કાનજી ગોવિંદજી વગેરે ગૃહસ્થો ખડાયતા જ્ઞાતિના હોઈ તેઓ અટકને સ્થાને ગોત્ર વાપરે છે અને અધીન મતાનુંસાર તે ઈષ્ટ છે. કે. હ. શેઠ

જો તેમજ હોય તો આપણને જે ચાલુ બંધન પૂર્વાપર ચાલ્યું આવે છે તે હોય જ નહિ! આપણા પૂર્વાપર આટલા બધા જ્ઞાતિપુરૂષો તેથી અણવાકેફ છે એમ પણ કહેવાય નહિ. બંધનમાં રહેનાર અને બંધનને તિલાંજલિ આપનાર પણ હોય; પરંતુ ચાલુ જમાના સુધી જેનું દઢ બંધન રહ્યું છે તે દઢ સરકારના વાકેફગાર પુરૂષો સંખ્યાત્મક વિશેષ હોવાથી રહ્યું છે અને તેને હજુ પણ જાળવી રાખવાની જરૂર છે.

ગોત્રોથી કુળ જણાય છે. શ્રુતિ સ્મૃત્યાદિ પ્રમાણો મનુષ્યનાં ચારિત્ર–કુળની ઉત્તમતાદર્શક છે. સારૂં અગર નરતું કર્મ કુળ ઉપર જ અવલંબી રહે છે. પોતાનો આત્મા પણ કુળધર્મ પ્રમાણે કર્મ કરવા સંમત થાય છે. કુળધર્મ વિરૂદ્ધ વર્તન પોતાને અને કુળને કલંક આપનાર લૌકિક પ્રમાણથી મનાય છે. કન્યાવિક્રય નહિ કરનારને કોઇ અન્ય વિક્રય કરવા સલાહ આપે પણ કુળવાન ગરીબ છતાં કહે છે કે "મારા કુળમાં પૂર્વે એવું કામ કોઇએ કર્યું નથી તે હું કેમ કરૂં?" આવો માથાતોડ જવાબ આપી સલાહ આપનારને તિરસ્કારે છે. આ જ વ્યાખ્યા ગોત્ર–કુળધર્મના મહત્વની અને અપૂર્વતાની નિશાની છે. આથી એમ કહેવાનું નથી ઠરતું કે હાલમાં જે સુધારણા ચાલે છે તેને બાધ આવે છે. શાસ્ત્રથી એવો પણ નિશ્ચય છે કે એક ગોત્ર ખરૂં પણ ગોત્રપ્રવર્તકના આદિ પુરૂષ પછીના વંશપ્રવર્તકથી તેનો અત્યંત વિસ્તાર થતાં અનેક ભેદ થએલા છે; એટલે સાત પેઢી જાય તે પછી લગ્ન કરનાર કોઇક કોઇક સ્થળે જોવામા આવે છે.

પ્રાચીન કાળમા આપણુને ગોત્ર હતાં એતો શ્રુતિસ્મૃત્યાદિથી જણાય છે. કાળને લીધે અનેક પરિવર્તન થાય પણ મૂળ વાત જો જાણવી હોય તો આપણે પ્રયત્ન કરવો જોઇએ. પછી તે પ્રમાણે આપણુને સંસ્કારાદિ ન હોય અને ગોત્રોને ઝાલી રાખીએ તેનો શો અર્થ ! એવું મનમાં હોય તોપણ વર્તવાને નહિ પણ જાણવાને શી હરકત ? કદિ કહો કે જાણવાથી લાભ શો ! તો કોઈપણ વખત કુળમાં એવો પુત્ર જન્મે કે તેને તેની જરૂર પડે, એવો પણ વખત આવે તો ભાવિ પ્રજા માટે પણ જાણવું આવશ્યક છે. પિતાનો ધર્મ છે કે પુત્રને માટે કાંઈને કાંઇ તો રાખવું. ધન નહિ તો ધર્મ તો ખરોજ—આપણુને ગરિબ કે શ્રીમંતને પરંપરાથી પ્રાપ્ત છે તેમ.

હવે ગોત્રો શોધી કાઢવા સ્વધર્મ ગ્રંથોમાં પ્રવેશ કરીએ તે પૂર્વે કેટલાક અન્ય ગૃહસ્થોએ ગોત્રો વિશે જે દલિલો કરેલી છે તે જોઇ જઇએ.

## પૂર્વ પક્ષની દલીલો

"ગોત્રો સ્થાન વાચી છે અને વર્ણ વાચી પણ છે" દલીલ એવી જણાય છે કે આપણાં જે બાર ગોત્રો છે તે ગોત્રનાં નામનાં મારવાડ–નાની મારવાડ વગેરે સ્થળોમાં જે ગામડાં જોવામાં આવે છે, તે બાર ગામનો એક 'શાલિંગશા' નાયક હતો અને તેણે સાબરમતી કાંઠે વસાહત કરી [ સને ૧૦૭૦ ] એવો ઉપક્રમ કરી લેખની શરૂઆત કરી જણાય છે.

" આ બારગામના ક્ષત્રિયવંશના એટલે ચહુઆણ–પરમાર–જાદવ વગેરે ક્ષત્રિઓ હતા. " તે જૈન મંદિરોમાંથી

મળેલા લેખોમાં જણાવેલાં નામો સિંહ " શબ્દપરથી તથા ટોડરાજસ્થાનના ઇતિહાસમાંથી અને વહિવંચાના મુખ રૂપી ચોપડાથી દલીલ રજુ કરી છે.

ખડાયતા શબ્દની વ્યુત્પત્તિથી "ક્ષત્રિની ટોળીઓ ખડાત તરફ તણાઇ આવી" આ વાક્ય વ્યાકરણથી સિદ્ધ કરે છે.

"કોટયર્ક સૂર્ય છે" અને તે ક્ષત્રિઓના પૂજાઈ ઇષ્ટ-દેવ છે અને સૌરાષ્ટ્ર–કચ્છ–આનર્ત વગેરે સ્થળોમાં સૂર્યના ઘણાં મંદિરોનો દાખલો આપી આપણા ઇષ્ટ કોટયર્ક "તે સૂર્ય છે" એમ પુરવાર કરે છે.

રાજબાઇના "સ્મારક સ્થંભ"થી ક્ષત્રિય જાતિ ઠરાવે છે. રૂદ્રદામાના સિક્કાથી પરદેશી લોહી ચાતુર્વર્ણ્યમાં ભળ્યાનો સિદ્ધાંત કરે છે, અને મોડર્નરિવ્યુનો દાખલો આપી જ્ઞાતિના બંધારણમાં "સેળભેળ" થયાનું જણાવે છે, અર્થાત્ ક્ષત્રિઓ અને અનેક મિત્ર જાતિઓથી આપણું બંધારણ થયું છે અને જ્ઞાતિઓમાં "વર્ણસંકરતા" છે એમ ઠરાવવા દલીલો રજુ થઇ છે.

આ દલીલોને શાસ્ત્રનો કયો આધાર? ગોત્રો સાથે વહીવંચા–જે રાજ્યોપજીવી માત્ર–સંદિગ્ધ વાર્તા–અને મનસ્વી કવિત કહેનાર હોઈ તેનો કેટલો વિશ્વાસ? અને તેનો ધર્મ સાથે શો સંબંધ! રાજસ્થાન ઇતિહાસ ખરો–પણ એક જ્ઞાતિ-ધર્મના ગુપ્ત ગોત્રપ્રબંધ ભેદની પરદેશી રાજ્યઇતિહાસકારને શી ખબર? તેમ જ આ બંને લીધેલા આધારોમાં એકાદને પણ (બારોટ અને ટોડ સાહેબ) ગોત્રનો પ્રબંધ છે કે?

તેમજ જૈનાચાર્યોમાં તો ગોત્ર પ્રબંધ નથી તે તેમના શાસ્ત્રથી ઉઘાડી વાત છે. તો આ દલીલો કેટલી વજુદ વાળી ગણવી!

એમ કહેવામાં આવે છે કે "જો ગોત્રો સ્થાન વાચી હોય તો ગામની જેટલી વસ્તી હોય તેને (સર્વને) તે ગામ નામ ગોત્ર રૂપે લાગુ થાય છે, એટલે બોલવા-બોલાવાનું ઠરે છે. કોઇપણ તેલી-તંબોળી-ઘાંચી-મોચીનું પંચ એકઠું થાય તો તેના પંચમાં તે ગામના સરનામાથી જો બોલાવે તો તેને કોઇ અટકાવી શકતુ નથી અર્થાત્ કાશીવાલા-ધોડાસરીઆ જેમ આપણે બોલીએ છીએ તેમ તેઓ પણ તેમના વર્ગના તે ગામવાસીઓને બોલાવે તે યુક્ત છે. તેથી તેમનાં ગામનામમાં ગોત્રના ધર્મબંધન તરીકે ઉપયોગ ન જ થઇ શકે; એટલે ગોત્રો સ્થાન વાચી છે એમ ઠરી શકતું નથી.

'શાલિંગશાએ શાલીસાણું વસાવ્યું અને બીજી મંડળીઓએ કડી પ્રાંતમાં ફરી પોતપોતાના ગામે ગામ વસાવ્યાં. આવી દલીલ છે તો પછી ખાસ ખડાયતાનાં ગોત્રો સ્થાન વાચી કઇ યુક્તિથી ઠરે છે?

બારગામનો ક્ષત્રિ વંશ આવી ખડાત વસાવે તે ખરૂં, પણ ક્ષત્રિ વંશ સાથે બ્રાહ્મણ-વૈશ્ય-શૂદ્ર-અતિશૂદ્રોની જાતો પણ આવવી જોઇએ. અને જો તેમ હોય તો શુદ્ર-અતિશદ્રો આદિ જાતિ પણ ખડાયતામાં ભળવી જોઇએ અને તે શદ્રો-અતિશદ્રો પણ ખડાયતા જ્ઞાતિ લેખાય. એટલે એકલો ક્ષત્રિ વંશ ખડાયતા કહેવાયો તે ઠરી શકે નહિ. તેમ તે વખતે વૈશ્યો-

ના હિંદમા અભાવ હતા તે પણ માની શકાય તેમ નથી. તેમ પરદેશી હુમલા એકલા ક્ષત્રિઓને માટે જ દુઃખરૂપ હતા તેમ પણ કહેવાય નહિ. બ્રાહ્મણાદિ પ્રજાને તો હમેશાં રક્ષણ જ જોઇએ છીએ? રાજાને ભય હોય તો પ્રજાનું કેવી રીતે કલ્યાણ થઇ શકે? પ્રજા પણ ભય થતાં પલાયન કરવા લાગે એટલે રાજાની આગળ જ પ્રજા તો નાસવા માંડે છે તે પ્રત્યક્ષ છે. એટલે એકલો ક્ષત્રિવંશ ભયથી આવ્યો કહેવા કરતાં અનેક પ્રજાવર્ગની જાતિઓ આવી એમ કહેવું જોઇતું હતું. કદિ ક્ષત્રિવંશને જૈનાચાર્યોએ ઉપદેશ આપી વૈશ્યો કર્યા એમ માનો, તો તે યુક્તિવાદ નથી. તે વખતે ચાતુર્વર્ણ્ય પ્રજા અસ્તિમાં હતી. માટે બ્રાહ્મણાદિ જૈન ન થયા અને એકલા ક્ષત્રિઓ વૈશ્ય બન્યા તે કેમ ઠરાવાય? વર્તમાનમાં પણ વૈષ્ણવ મહારાજાએ બ્રાહ્મણાદિ વર્ણથી યવન સુધીની પ્રજાને ધર્મબોધ આપી પોતાના સાંપ્રદાયિક સેવકની દીક્ષા મંત્ર આપે છે, તેથી કાઇ બ્રાહ્મણાદિ વર્ણ બદલાઇ કોઈ નવી વર્ણ અગર જાતિ કહેવાતી નથી, અર્થાત્ જાતિ બદલાતી નથી. જ્ઞાતિનું બંધારણ થયું તે પહેલાંનું કહો તો તે કાળે ચાર વર્ણ હતી. અભાવ નહોતો–તે પછી કહો તો જ્ઞાતિનું બંધારણ થયા પછી કોની તાકાત છે કે અન્ય જાત પ્રવેશ પામે! જ્ઞાતિનું બંધારણ જાણીતા વર્ગનું [સ્વજાતિનું] હોય છે. અજાણ્યો આવે તે માર જ ખાય, દાખલ કરે તેનો પણ બહિષ્કાર થાય, એટલે Inter-mixture ની વાત સમાતીજ નથી. વળી વૈદકયોગ–ગીતા–શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે સત્વાદિગુણ-વાળા સમાન જાતિ–રજ–વિર્યથી પ્રજા ઉત્પન્ન કરવી તે

આર્યોનો મુખ્ય સિદ્ધાંત છે. એટલે "વર્ણસંકરતા" પણ સમાતી નથી. જ્ઞાતિને વર્ણસંકરતાનું રૂપ આપવું તે પૂર્વે વર્ણસંકરતાનો ઉપક્રમ કોની જાતિ સાથે કરવો તે વિચારવું જોઇએ. ઉત્તમ સ્ત્રી અને નીચ વર્ણનો પુરૂષ તેના સંયોગથી ઉત્પન્ન થએલી પ્રજા તે વર્ણસંકર કહેવાય છે. બ્રાહ્મણીમાં શુદ્રપુરૂષ પ્રજા ઉત્પન્ન કરે તો ચાંડાલ-નિષાદ કહેવાય છે. બ્રાહ્મણી અને ક્ષત્રિ જાતિ સ્ત્રીમાં વૈસ્યજાતિનો પુરૂષ પ્રજા ઉત્પન્ન કરે તો સુત-બારોટ-માગધ-બંદી-પુલકસ્ય કહેવાય છે. આવી રીતની જાતિઓ વર્ણસંકર છે. બીજી રીતે વર્ણસંકરતા પ્રાપ્ત થતી નથી. જ્ઞાતિના બંધારણ પૂર્વે બ્રાહ્મણાદિને સમાન જાતિની અને ઉતરતી જાતિની કન્યા પરણવાનો અધિકાર હતો અને તે પ્રમાણે દાય ભાગ પણ અપાતો હતો. એવું સ્મૃત્યાદિ ભાગવત-ભારત (અનુશાસન) માં પ્રતિપાદન કરેલું છે. એટલે આ પ્રમાણે ઉતરતી કન્યા લેવાથી પણ વર્ણસંકરતા પ્રાપ્ત થતી નથી. કદિ ક્ષત્રિના વૈસ્ય થયા એમ માનીએ તો પણ તેઓ વર્ણાન્તર પામ્યા, પણ વર્ણસંકરતા નહિ. જૈન બૌધ પંથોમાં વર્ણાશ્રમ નથી. તેમ યુરોપાદિ દેશોમાં પણ વર્ણાશ્રમ નથી છતાં કન્યા આપવા માટે તો ઉતમ કર્મકારને જ જોઇ આપે છે. નીચ કર્મ કરનારને કોઇ કન્યા આપવા ઇચ્છતું નથી. પણ જ્યારે ઉત્તમ કન્યાનો સંબંધ નીચ પુરૂષ [નીચવર્ણ] ની સાથે થાય તે જ વર્ણસંકર પ્રજા-વહિવંચા-બારોટ-માગધ બંદી-સુત વગેરે મહાભારતકારે અનુશાસનપર્વમાં જણાવેલું છે.

જૈન મંદિરોમાંથી મળેલા લેખો પ્રમાણે ક્ષત્રિ વાચક નામોપરથી કહો તો-હાલ પણ વૈસ્ય જાતિમાં નામને

" સિંહ " શબ્દ લગાડી નામ પાડે છે. દેવસિંહ–પદ્માસિંહ–ખેતસિંહ—જેતસિંહ—ઠાકરસિંહ—ઇત્યાદી નામો વાણિયામાં દેખાય છે. એટલે નામમાં " સિંહ " શબ્દ આવવાથી તેની નિત્યતા ઠરતી નથી કે ક્ષત્રિને જ હોય.

સિદ્ધપુરના વોહોરા (મુસલમાન) માટે દાખલો અપાય છે તે અસ્થાને છે, બ્રાહ્મણોએ વર્ણાન્તર પામી જઇ મુસલમાની ધર્મ સ્વીકાર્યો તેથી તે લોકોમાં કાંઇ સેળભેળ અથવા વર્ણસંકરતા નથી. તેમ છતાં તેની પૂર્વ જાતનું સ્મારક તો રહે છે. કોઇ વર્ણાન્તર પામી જાય તે વર્ણાશ્રમથી રહિત થઇ જાય છે. તેને ફરીથી વર્ણાશ્રમમાં દાખલ કરવામાં આવતો નથી. તે ભૂલવું ન જોઇએ. આ સનાતન ધર્મ છે. તેથી વિરૂદ્ધ આર્યસમાજ ગમે તે માણસને બ્રાહ્મણાદિ બનાવી શકે છે તે આપણને ગ્રાહ્ય નથી. હાલમાં મુસલમાનોને પણ હિંદુ બનાવે છે તે ( શ્રદ્ધાનંદ સ્વામી, દિલ્હિ ) અનુભવમાં આવ્યું છે. વર્ણાન્તર પામેલો તે નથી કહેવાતો ક્ષત્રિ કે વર્ણાન્તર થયા પછી તેને વૈશ્ય પણ કોઇ કહેતું નથી. ઉલટું બન્ને બગડે છે.

ઇરાની–મુસલમાની લોહી આપણામાં કેવી રીતે ભળે ! ખૂણે ખોચરે રહેલી પ્રજા વર્ગની એક જ્ઞાતિના ધર્મને બાધ ક્યાંથી આવે છે ? અનેક સંકટો વેઠીને પણ બ્રાહ્મણોએ પોતાનો ધર્મ સાચવી ભારતીય પ્રજાને આખી દુનિયામા આપ્ત–સર્વવ્યાપિ ગ્રંથ વેદ કંઠાગ્ર રાખી–સાચવીને સોંપ્યો તે મિકશ્ચર પ્રજાથી બની શકે તેમ નથી. આ દલીલો માનીએ તો રાજ્ય વર્ગમાં જ ઘટી શકે છે–જ્ઞાતિ બંધારણમાં ન પ્રવેશ પામે એ વિચારણીય છે.

" કોટયર્ક સૂર્ય છે. " સૂર્ય અર્થ થાય છે, પણ કોટિને ક્યાં કાઢી મૂકવો ? શ્રી કોટયર્ક પ્રભુના હાથ નીચે બે વ્યક્ત મૂર્તિઓ છે તેને ક્યાં મોકલવી ! સૂર્ય અર્થ પ્રતિપાદન કરનારૂ કયું સાધન છે ? સૂર્યનાં મંદિરો કાઠીઆવાડ–આનર્ત અને કચ્છમાં ઘણાં છે પણ તે રજપૂતોનાં મંદિરો નથી. પણ કાઠી જાતના લોકોના ઉપાસ્ય છે. તેથી કાઠી લોકોનાં તે મંદિરો કહેવાય છે. કદિ રજપૂતોનાં છે એમ માનીએ તો પણ કોટયર્કમાં સૂર્યનું શું ચિહ્ન છે? અને જ્યાં સૂર્ય મંદિરો છે તે દેવને સૂર્ય જ કહેવામાં આવે છે. કોટયર્ક નામ અપાએલું નથી. તેનું શું સમજવું ! એટલે તે યુક્તિ પણ કામ લાગે તેમ નથી.

હવે ખડાયતા શબ્દની વ્યુત્પત્તિથી ક્ષત્રિ ઠરાવી શકાય છે તો આપણે વ્યુત્પત્તિ જોઇએ. પૂર્વ પક્ષના કહેવા પ્રમાણે " ખડાયતા–ખંડાયતા–શબ્દો શુદ્ધ રૂપ છે " ષડાયતા સંસ્કૃત રૂપ આપી ઉભું કર્યું છે. " આવી દલીલ કરી છે તો હવે જે શુદ્ધ રૂપ કર્યું છે તેનું સ્વરૂપ જોઈએ. ખડાયત શબ્દમાં બે પદ છે. **खट् वा खंड+आयता** આ પદમાં–પૂર્વ પક્ષે **खट्** નો **क्षत्रक** શબ્દ અર્થ યોજના માટે મનો કલ્પિત જ કર્યો છે. કયો નિયમ? તે તો સ્પષ્ટ કર્યું નથી. હવે "આયાતા" બાકી રહ્યો. તેનો અર્થ Drawn or attracted " તણાઇ આવવું " એમ કર્યો છે. અર્થાત્ " ક્ષત્રિ ટોળીનું આ તરફ તણાઇ આવવું " એમ ક્ષત્રિય જાતિના સિદ્ધાંત માટે લીધો છે. **खट् वा खंड** શબ્દ સાથે રહેલા **आयता** નો અર્થ "તણાઇ આવવું" વ્યાકરણ સૂત્રથી બનવું તે તો સૂત્રકાર

પર્ઝિન્યુનિ ફરીથી વ્યક્ત થાય અને સૂત્ર નવાં બનાવે ત્યારે રૂઢિ બને! Drawn ઇંગ્રેજી શબ્દ છે અને તેનો અર્થ તો તણાઇ આવવું થાય પણ **आयत–आयता–आयतनं** ગમે તે કહો પણ તણાઇ આવવું ત્રણે કાળમાં નથી. પણ જો તે **आयता** નો અર્થ Drawn or attracted કરવો હોયતો "Drawn as in breath" કરવો પડશે. સૂત્ર પ્રમાણે **आयतंनिश्वस्य** અર્થાત્ લાંબો શ્વાસ ખેંચેલો" આજ અર્થ વિવિક્ષિત છે. પણ ક્ષત્રકની સાથે અસંગત છે, એટલે તે ભ્રાન્તિમય છે.

રાજબાઇના લેખમાં ચતુર્ભુજ શબ્દથી ચહુઆણુ જાતિનું સૂચન છે. એમ બતાવી ક્ષત્રિ જાતિનો સિદ્ધાંત કર્યો છે. પણ લેખ ફરી વાંચો. જો ચતુર્ભુજ શબ્દ રાજબાઇના પ્રથમ પદે મૂકયો હોત તો રાજબાઇના પરાક્રમનું સૂચન ઉડી જાત અને કોઈ ચતુર્ભુજ નામનો પુરૂષ કલ્પવો પડત એટલે "ચતુર્ભુજ" ખડાયતા શબ્દ પછી ન લખ્યું તેજ યોગ્ય છે. પેહેલું પદ ચતુર્ભુજ આવવાથી ક્ષત્રિય ઠરાવવા કરતાં રાજબાઇને જ ઉપમેય અલંકાર આપવો ઘટે છે, "ખડાયતા ચતુર્ભુજ" ન લખવામાં આ હેતુ હોય તો કેમ ના કહેવાય? કેમકે આખા ગામમાં એક બાઇ જાત હોઇ આવું ગામનુ સંરક્ષણ કરે અને યુદ્ધમાં ભાગ લે તે તેણીની અસાધારણતાનું ચતુર્ભુજ સૂચન કરે છે. સામાન્ય સર્વને બે હાથ હોય છે તેમાં રાજબાઇને બે હાથ છતા એશ્વર્ય બળ અને વીર્યવાન હોવાથી આવું પરાક્રમ કરે તે

ચતુર્ભુજનો અર્થ થવામાં શી હરકત છે ? ચતુર્ભુજ શબ્દથી ક્ષત્રિય જાતિનો સિદ્ધાંત કરવો તે વાસ્તવિક નથી.

ઠાકુર–ઠકોર–ઠાકર શબ્દ માટે બંગાળા સુધી બાબુ સાહેબનાં ઘર તપાસવા જવું પડે તે કરતાં હાલ ગુજરાત-માંજ વસતા બ્રાહ્મણોમાં ઠાકોર–ઠાકર શબ્દ અટક છે. મારા સિદ્ધપુરના ગોરનું નામ પરશોતમ ઠાકર છે, એટલે તેને માટે ક્ષત્રિય હતો તે બ્રાહ્મણ થયો એમ કેમ મનાય' અમદાવાદ ઔદિચ્યની નાતમાં તો ઘણાં જ કુટુંબોને ઠાકર શબ્દની અટકો છે. એટલે તે પણ ક્ષત્રિય ઠરાવવામાં ઠાકર શબ્દ વ્યાખ્યા–મદદગાર નથી. ઠાકુર–ઠકોર અગર ઠાકર એ સર્વ દેવમૂર્તિવાચઃ શબ્દ છે.

" રૂદ્રદામા નહમાનના સિક્કા મળી આવ્યા છે અને તેના બાપનું નામ જોતાં તે વિદેશી છે એટલે પરદેશી લોકો ભરતખંડમાં આવી આર્યો સાથે સેળભેળ થઇ એક લોહી અર્થાત્ મિક્શ્ચર થયું છે." આ દલીલ શોચનિય છે.

રૂદ્રદામા જેવા એક સનાતન વૈષ્ણવ ભક્તને આ દૂષણ આપવું એજ પ્રથમ પક્ષે નિરાદર છે. જો વિચાર કરીએ તો માલમ પડે છે કે સિક્કા બિબાંમાં પડે છે. પથ્થરના લેખો સલાટ અને કારીગરો કોતરે છે. તેમ ભણેલા વિદ્વાનના છાપખાનામાં પણ અશુદ્ધ અક્ષરો છપાઇ બહાર પડે છે. આ અનુભવથી વિચારવું જોઇએ કે " પશ્ચિમ હિંદના ક્ષત્રપ રાજા પૈકીનો રૂદ્રદામા એક રાજા હતો અને તેના સિક્કાથી આખા હિંદ પર અજવાળુ પડયું છે " એમ જ્યારે કબુલ કરવામાં આવે છે ત્યારે પછી વિદેશી તેને ઠરાવવો તે કઇ યુક્તિનો ઉપયોગ

ગણાય ? સિક્કો બરોબર રૂદ્રદામાથી અંકિત થયેલો હોય તે માનવા જોગ છે. સવાલ માત્ર એટલો જ છે કે તેના બાપના નામમાં અક્ષરોની ફેરફારી થયેલી છે, તે નિર્વિવાદ છે. ફક્ત તેના બાપના નામના અક્ષરોની સુધારણા કરવાની વિનતિમાં તે સિક્કાને બનાવટી માનવા-મનાવવા કોઈ મથે, એમ છાપી આક્ષેપ કર્યો છે. પણ અમે તે સિક્કાને બનાવટી માનતા જ નથી પણ અમારા આ નાનકડા લેખનો તે નાયક છે એમ અમે માની અમોને ખડાયતાઓને વરદાન આપનાર મહાદેવ રૂપ ગણી પૂર્વે સ્થાપેના કોટયર્ક મહાત્મ્યની સિદ્ધિ ઇચ્છીએ છીએ.

રૂદ્રદામા શબ્દ હિંદુઓના દેવતા વાચી છે. રૂદ્ર એટલે શંકર અને દામા એટલે વિષ્ણુ-જે વ્યક્તિને રૂદ્રદામા નામથી અંકિત કરવામાં આવે તે શબ્દ વિદેશીનું આત્મીય ધારણ કરતું નથી. તે નામ જ પરમ આર્ય પુરૂષ વાચક છે. તેના બાપનુ નામ "નડમાન" જણાય છે પરંતુ તેમાં ફેરફાર કરતાં કોઇ જાતનો બાધ આવતો નથી. નહમાન શબ્દમા આદિ અક્ષર (ન) ને બીજા સ્થાને અને બીજા સ્થાનનો "હ" પ્રથમ સ્થાને મૂકવાથી યુક્ત નામ વંચાય છે અને તે નામ હનમાન વાચી થતાં રૂદ્ર-દામા અને હનમાનનો- ઇતિહાસ-પુરાણ-વેદમાં આવેલા રૂદ્ર-વિષ્ણુ અને હનમાન શબ્દો સનાતની હિંદુઓને પૂજ્યમાન છે. રૂદ્ર એટલે શંકર અને દામા એટલે વિષ્ણુ અને હનમાનજીની આપણા કોટયર્ક પ્રભુના સ્થાનમાં સ્થાપનાઓ થયેલી છે અને આ ત્રણ દેવી મૂર્તિઓની સ્થાપના ખડાત સ્થાને ખડાયતા જ્ઞાતિનો અભ્યુદય થવા માટેની ઉપાસ્ય મનાયેલી છે. આ

બાબત કોટયર્ક મહાત્મ્ય અથવા તો પદ્મ પુરાણમાં નિર્દેશ કરાયલો છે. ક્ષત્રિઓ તો સૂર્ય પૂજક હોવાથી ખડાતમાં સૂર્ય મંદિર બનાવે અગર તો સ્થાપના કરે પણ રૂદ્ર અને હનમાનની મૂર્તિઓની તેમને જરૂર હોય જ નહિ–કાઠીઆવાડ–આનર્તમાંના સૂર્ય મંદિરોમાં રૂદ્ર-હનમાનની મૂર્તિઓ નથી તે વિચારકોએ ધ્યાનમાં લેવું જોઇએ. ખડાતમાં તો ઉપરોક્ત ત્રણે મૂર્તિઓ અને વિશેષમાં દેવીઓની સ્થાપના છે તેજ અમને ગ્રાહ્ય છે.

આ ઉપરથી, વૈશ્યો–ક્ષત્રિમાંથી બન્યા વિશે–વર્ણસંકરના વિશે વિદેશી લોહી ભળ્યા વિશે-જે જે ઉહાપોહ અગાઉ અન્ય જનોદ્વારા થયો છે, તે ભ્રાન્તિ અને પ્રમાદ જન્ય લાગ્યા સિવાય નહિ રહે. એટલે એવી બાબતો હવે પડતી મૂકી આપણા સિદ્ધાંતની બાજુએ આવીએ.

## સિદ્ધાંતપક્ષ

સિદ્ધાંતપક્ષ સ્થાપન કરનારાઓ પણ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે ભિન્ન ભિન્ન તરેહથી નિર્ણય કરે છે, એવું વ્યવહારમા ઘણી વખત જોઇએ છીએ. તેનો અર્થ એજ કે **तर्कोऽप्रतिष्ठः** તર્કમા પ્રતિષ્ટા નથી. અર્થાત્ જે વાત કહેવાની હોય અથવા નિર્ણય કરવાની હોય–તો બીજું કાંઇ સાધન છે ? છે તો ક્યાં ? અને તેમાંએ શ્રેષ્ટ કયું ? તેટલા માટે **अनेक संशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम्** અનેક સંશયો નિકળે તે પહેલાં બુદ્ધિમાં ન ઉતરે તેવા વિષયોનો ગુચવાડો ઉકેલી તેમાંથી અર્થ નિઃશંક અને સરળ કરવા તથા ભૂત ભવિષ્યમાં બનેલી અને બનવાની બાબત

વિશે પણ જ્ઞાન કરી આપવું એજ શાસ્ત્રનો સિદ્ધાંત છે અને એજ વેદનું પ્રવચન છે. ભવિષ્યમાં થનાર ગ્રહણ પણ વેદ જ્યોતિષથી પ્રત્યક્ષ જણાવાય છે. માટે વેદ વચનો આપણને પ્રમાણ રૂપ છે અને તેથી સિદ્ધ થનાર વિષય પણ પ્રમાણ રૂપ થાય છે. હવે વેદ—શતપથાદિ બ્રાહ્મણ ગ્રંથો-ઉપનિષદો-ગીતા જેવી અલૌકિક સ્મૃતિ જેમાં છે તે મહાભારતનો આધાર લેઇ આ વિષય સ્ફુટ કરીશુ.

પ્રથમ મુદ્દો ગાત્રનો છે. ગોત્રનાં નામ ભાષા પદ્ધતિથી નિર્ણય કરવાં જોઇએ. પ્રાપ્ત ગોત્રો પૂર્વના ઋષિઓની વંશાવલિમાં ભાષા સાદૃશ્ય કે અક્ષર સાદૃશ્ય વા અર્થ સાદૃશ્યથી મળી આવે છે કે કેમ તે જોવાનુ છે.

**ખડાયતાનાં ગોત્રો**

હાલમાં પ્રાપ્ત ગોત્રો જે બાર છે તેની ભાષા જોતા ગુજરાતી અને કાંઇક માળવી સાદૃશ્ય જણાય છે. દરેક ગોત્રના છેડે "ણું" અથવા "ણા" મૂકાયો છે. આવો શબ્દપ્રયોગ અંતે રહેલા "ણું" અથવા 'ણા' નો અર્થ નિશ્ચયપણું ( Ascertainment ) બતાવે છે. પછી તે ગુજરાતી હો કે સંસ્કૃત—પણુ પદાંતે રહેલા ઐક્ય સાદૃસ્યાત્મક ભાવથી આજ અર્થ ગ્રહણ કરવામાં વાંધો જણાતો નથી

હાલ આપણે ગુજરાતમાં વસીએ છીએ. એટલે આ ગોત્રો જો કે આપણને આપણી ભાષાનાં લાગે છે ખરાં, પરંતુ આપણે ગુજરાતમાં આવ્યા પેહેલાં આપણી ઉત્પત્તિ જે ખડાત કહેવાય છે તે તરફની ભાષા અડધી ગુજરાતી અને અડધી માલવી બોલાય છે.

મારવાડી અને માલવીમાં જુજ ફેર છે. ઉજ્જૈનની ભાષા અને જોધપુરની ભાષામાં ફેર છે. ઉજ્જૈનની ભાષા ગુજરાતીને કાંઇક અંશે મળતી આવે છે એવો મારો ત્યાંના પ્રસંગને લેઇ અનુભવ છે. તેની પૂર્વે ઐતિહાસિક દૃષ્ટિથી જોતા માગધી ભાષા પ્રાકૃત હતી અને તે પૂર્વે સંસ્કૃત ભાષાનો પ્રચાર હતો. ઉત્તરોત્તર ભાષા જ્ઞાન ઓછું થતાં અપભ્રંશ શબ્દ યોગ થયો. છેવટ પદમાં પણ લોપ વિલોપ થયો દેખાય છે. જો કે ગોત્રનાં નામનાં ગામો હાલ મળી આવેલાં છે તે ખરૂં, પણ તે ગામો અર્વાચીન જૈન થઇ ગયેલા ખડાયતા વૈશ્યોએ વસાવેલાં છે એમ અનુમાન કરવું પડે છે અને ગોત્રો તો વેદકાલિન છે. પરિવર્તનને લીધે એમ થાય તે અસંભવિત નથી કેટલાક કાંઇક સમજ ધરાવનારાઓએ ગોત્રો જાળવી રાખવા માટે જેમ જેમ ભાષા ફેર થતો ગયો તેમ તેમ બદલાતી ભાષાઓમાં સંસ્કાર રાખ્યો છે તેજ ઘણું છે. આ ગોત્રો વંશાવલિમાં જોતાં શ્રીમાળી–પોરવાડ–ઓશવાલ–ખડાયતા–અને જે કોઇ બીજા રા. બા. કાંટાવાળાએ પોતાના લેખમાં બતાવ્યાં છે, તેની તારવણી અને સંસ્કૃત મૂળ ગોત્રોની તારવણીની સાદૃશ્યતા જોવા માટે આ સાથે ટીપણ સામેલ રાખ્યું છે. પૂર્વના પણ ગોત્રના ઋષિઓનાં નામો શુદ્ધ રૂપ છતાં આશ્ચર્ય પમાડે તેવાં છે. તેથી જણાય છે કે અટક અગર પેઢી પરથી પડેલાં નથી. પણ મૂળ ભાષાના પરિવર્તનથી આ વિકાર થયો છે. પૂર્વ પક્ષે આપેલા–ઉમડનું ગોત્ર ઉપકેશ છે, તેજ ગોત્ર વંશાવલિમાં ઉપવેશિ નામ છે. ઉપવેશિનું જ ઉપકેશ થયેલું છે. સાડુ ગોત્રનો સાધુ અર્થ કરે છે પણ વંશાવલિમાં

" સાહુળ " ગોત્ર છે પદાતે લકારનો લોપ થયેલો જણાય છે. અર્થાત્ ગોત્રોની ભાષા સાથે મૂળ ગોત્રોના ઋષિઓનો– શબ્દ તથા અર્થ સાદ્દશ્ય મેળ કરવા તજવીજ કરી છે. ખરૂ અને અર્થવત્ ગ્રહણ કરવા વિદ્વાનોને જ સોંપું છુ.

**વંશપ્રવર્તકો**

વંશ પ્રવર્તકો મુખ્ય સાત છે.

(૧) **વિશ્વામિત્ર** (૨) **જમદગ્નિ** (૩) **ભરદ્વાજ** (૪) **ગૌતમ** (૫) **અત્રિ** (૬) **વશિષ્ટ** (૭) **કશ્યપ** (૮) **અગસ્ત્ય** (૯) **ભાર્ગવ** (૧૦) **આર્ષ્ટિષેણ** (૧૧) **અંગિરસ** અને (૧૨) **હારિત**

આઠથી બાર સુધીના ઋષિઓનો પ્રથમના સાતમા સમાવેશ છે. ગોત્રો અનંત કહ્યાં છે તો પણ મૂખ્ય મૂખ્ય ઓગણપચાસ ભેદ છે તે અત્રે જણાવેલ છેઃ—

ભૃગુના સાત, અંગિરસના સત્તર, અત્રેયના, ચાર, વિશ્વામિત્રના દસ, કશ્યપના ત્રણ, વશિષ્ટના ચાર અને અગસ્ત્યના ચાર એમ એકંદર ઓગણપચાસ ભેદ મુખ્ય છે.

તે દરેકના પણ અનેક એટલે સેંકડો ભેદો છે. તો પણ જેટલાં મળી આવ્યાં તેટલાં અત્રે સંશોધન કરી તેના પ્રવરો સાથે નિર્દિષ્ટ કર્યા છે. આમાંના કેટલાક તો રા. બા. કાંટાવાળાએ આપેલાં સંવત્ ૧૯૭૮ ના માહા માસના " ખડાયતા મિત્ર " માસિકમાંના ગોત્રો સાથે સરખાવતાં બંધ બેસતાં આવે છે. તેનું ટીપણુ પણ અનુક્રમણિકાથી તૈયાર કરી શ્રીમાળી માટે (શ્રી) નાગર માટે (ના) ખડાયતા માટે (ખ) એવો આદિ અક્ષર તેની સાથે રાખી જણાવ્યું છે.

આ ગોત્રો ધર્મસિન્ધુ-પ્રયોગપારિજાત-બૃહદારણ્ય ઉપનિષદ્‌ની વંશાવળી-ઉપાકર્મ વંશાવળી-મત્સ્ય પુરાણ વગેરેમાંથી સંશોધન કરી દરેકને પોતાના ગોત્ર-પ્રવર જાણવાનું સુગમ થઇ પડે તે માટે જેટલું બન્યું તેટલુ સરળ કરવામાં આવ્યું છે.

## મહર્ષિઓનાં નામ

ભૃગુ-મરીચિ-અત્રિ--અંગિરા--પુલહ--ક્રતુ-મનુ--દક્ષ-વશિષ્ટ-પુલસ્ત્ય-આ દસ મહર્ષિઓ કહેવાય છે. આ મહર્ષિઓ બ્રહ્માના માનસ પુત્રો છે. મહર્ષિઓના પુત્રો શુક્ર-બૃહસ્પતિ-કસ્યપાદિ લોકો ઋષિની પદવી પામ્યા. તેમના થકી ગર્ભમાં ઉત્પન્ન થનારા પુત્રોને ઋષિક કહે છે.

## ઋષિકોનાં નામ, ભૃગુવંશ

ભૃગુ, કાસ્યપ, પ્રાચેતા, આત્મવાન, દધિચિ, ઉર્વ, જમદગ્નિ, વેદ, સારસ્વત, આર્ષ્ટિષેણ, ચ્યાવન, પીનહવ્ય, વંધસ, વૈન્ય, પૃથુ, દિવોદાસ, બ્રહ્મવાન, ગૃત્સ, શૌનક.

ઉપરના ઓગણીસ ભૃગુ વંશના મંત્રવેત્તાઓ છે.

## અંગિરસ ગોત્રવંશ

અંગિરા, ત્રિત, ભારદ્વાજ, લક્ષ્મણ, કૃતવાચ, ગર્ગ, સ્મૃતિ, સંકૃતિ, ગુરૂવીત, માંધાતા, અંબરિષ, યુવનાશ્વ, પુરૂકુત્સ, સ્વશ્રવ, સદસ્યવાન, અજમીઢ, અશ્વહારિય, ઉત્કળ, કવિ, પૃશદશ્વ, વિરૂપ, કાવ્યમુદગળ, ઉતથ્ય, શરદ્વાન. વાજિશ્રવા, અપસ્યૌષ, સુચિત્રિ, વામદેવ, ઋષિજ, બહુચ્છુલુ, દીર્ઘતમા, કક્ષિવાનઃ આ રૂષિઓ તેત્રીશ અંગિરસ ગોત્રમાંના મંત્રવેત્તાઓ છે.

**કસ્યપવંશ**

કાસ્યપ; વત્સાર, નિધ્રુવ, વિત્ય, અસિત દેવલઃ આ છ ઋષિઓ કસ્યપ વંશના મંત્રવેત્તાઓ છે.

**અત્રિ ગોત્ર વંશ**

અત્રિ–અર્ધસ્વન–શાવાસ્ય–ગવિષ્ટિર–કર્ણક–પુરવાતિથિ ઉપરના છ પુરૂષો અત્રિવંશમાંના મંત્રવેત્તાઓ છે.

**વશિષ્ટ ગોત્ર વંશ**

વશિષ્ટ–શક્તિ–પરાશર–ઇન્દ્રપ્રમદિ–ભરદ્વસુ–મિત્રાવરૂણ–કુંડિનઃ આ સાત પુરૂષો વશિષ્ટ ગોત્રના બ્રહ્મજ્ઞાનીઓ છે.

**કૌશિક ગોત્ર વંશ**

વિશ્વામિત્ર–દેવરાત–મધુચ્છંદ–અઘમર્ષણ–આષ્ટક–લોહિત–મૃતકિલ–માંબુદ્ધિ–દેવશ્રવા–દેવરત–ધનંજય–શિશિર–શાલંકાયનઃ ઉપરના તેર પુરૂષો કૌશિક વંશમાંના બ્રહ્મવેત્તાઓ છે.

**અગસ્ત્ય વંશ**

અગસ્ત્ય–દ્રઢદ્યુમ્ન–ઇન્દ્રબાહુઃ આ ત્રણ અગસ્ત્ય વંશના મંત્રવેત્તાઓ છે.

**ક્ષત્રિવંશના ઋષિ**

વૈવસ્વતમનુ–પુરૂરવા– આ પુરૂષો મંત્રવેત્તાઓ છે.

**વૈશ્ય વંશના ઋષિ**

ભળન્દન–વાસાશ્વ–સંકીળ–વસુમાન, આ ચાર મંત્રવેત્તાઓ છે- ઉપરના બાણુ ઋષિઓ વેદના મંત્રો પ્રકટ કરનારા કહેવાય છે. તેઓ ગોત્રોના પ્રવર્તકો છે, તેમાં કોઇ બ્રાહ્મણ–કોઈ ક્ષત્રિ–કોઇ વૈશ્ય છે, તેઓને શ્રુતર્ષિ કહે છે.

આ સિવાય જે બીજા છે તે ઋષિકના પુત્રો–તે ઋષિ પુત્રો કહેવાય છે.

**ઋષિકના વંશ ભેદ, ભૃગુ વંશ**

ભૃગુ–ચ્યવન–આપ્નુવાન–ઔર્વ–જમદગ્નિ–વાત્સ–દંડિનડાયન–વૈગાયન–વિતિહવ્ય–પૈલ–શૌનક–શૌનકાયન–જીવંતિ–આવેદ–કાર્પેણુ–વૈહિનરી-વિરૂપાક્ષ–રૌહિત્યાયની-વૈશ્વાનરી–નિલ-લુબ્ધ-સારવાણુ–વિષ્ણુ–પૌર–બાલાકિ–ઐલિક–અનંતભાગિ-ભૃત–ભાર્ગેય- માર્કંડ–જવિ–વિતિ–મંડ–માંડવ્ય–માંડુક–ફેનપ–સ્તનિત--સ્થળપિંડ--શિખાવર્ણ–સાર્કરાક્ષ–જાલધિ--સૌધિક–ક્ષુભ્ય–કુત્સન્ય–મૌદગલાયન–કર્માય–દેવપતિ–પાકુરેચિ-ગાલવ–સાંકૃત્ય–ચાતકિ–સારવિ–યાજ્ઞપિંડાયન–ગાર્ગાયન–ગાયન-ગાર્હાયન–ગોષ્ટાયન–વાત્સાયન–વૈશંપાયન–વૈકર્ણી–શાંકરવ--યાજ્ઞેયિ–આષ્ટકાયનિ–લાલાટિ–નાકુલિ–સૌક્ષિણ્ય–ઉપરિ મંડળ–અલુકિ–સૌચકિ-કૌત્સ--પૈંગલાયનિ–સાત્યાયનિ--માલાયનિ--કૌટિલિ–કૌચહસ્તિક–સૌહસૌકિ–કૌવાક્ષી–કૌશી--ચાંદ્રમસિ–વત્સ–બિદાયસ્કાવૈન્યા–માર્કન્ડેયા, માંડુકેયા, રૌલા, અવટા, નૈરૂતય, નૈકજીહ્વ, જીહ્વયક, બ્યધાધ્ય, લોહવૈરી, શારદ્વતિ, નૈતિષ્ય, લોલાક્ષિ, ચળકુંડલ, વાગાયનિ, અનુમતિ, પૂર્ણમાગતિક, અસ્કૃત, વિદ, પૌલસ્ત્ય, વૈજભૃત, ઉભયજાત, કાયનિ, શાકટાયન, ઔર્વેય, મારૂત, અમાર્ગ, યથ, ગ્રામ્યાયનિ, કટાયનિ, આપસ્તંબિ, બિલ્વિ, નૈકશિ, કપિ, આર્ષ્ટિષેણુ, ગાર્દભિ, કાર્દમાયનિ, આશ્વાલાયનિ, યથિત, દમ, જૈવંત્યાયન, મૌંજ, પિલિ, ચલિ, ભમિળ, ભાગવિતિ, કૌશાપિ, કાસ્યપિ, બાલપિ, શ્રમદાગેપિ, સૌરતિથિ, ગાર્ગીય, જાબાલી, પૌષ્ણુાયન, રામદ, દૈવસ, વૈવસ, શાળાયનિ, શાકટાક્ષ, મૈત્રેય, ખાંડવ, દ્રોણાયન, રૌક-

માયન, શ્યેતા, શતકા, શાઠર, માઠર, ગૃત્સમદ, યજ્ઞપતય, પુરોધસ, ઐજમતિથિ, આચિ, શલિ, હંસ, જીહ્વ, એકાયન અનૂપ, મૌના, મૂકા, રોષ્ટાયના, સાપિંડિના, દિવોદાસ પાર્થા, બાષ્કલા, મત્સ્યગંધ, પત્યુક, કાર્દમાયની, સનક. ઉપરનાં ભૃગુવંશના ઋષિઓના નામ છે અને તેમનાં પ્રવરો પાંચ છે, જેમનાં નામઃ—ભૃગુ, ચ્યવન, આપ્નુવાન, ઔર્વ, અને જમદગ્નિ.

## આંગિરસ ગોત્ર વંશ

અંગિરા, બૃહસ્પતિ, ગૌતમ, સંવર્ત, ઉતથ્ય, વામદેવ, અજસ્ય, તૌલેય, અભિજિત, સાર્ધનેમિ, લૌગાક્ષિ, ક્ષીર, ક્રોષ્ટકિ, રાહુકર્ણ, સૌપુરિ, કૈરાતિ, સામલોચકિ, પૌષજીતિ, ભાર્ગવત, ઐરિડવ, કારોટક, સજીવી, ઉપબિંદુ, સુંપિ, વાહનીવતિ, વૈશાલિ, ક્રોષ્ટા, આરૂણાયની, સુમિત્રાયની, કાસોરૂ, કૌશલ્ય, પાર્થિવ, રૌહિણ્યાયની, રેવાગ્નિ, મૂલપ, માંડુ, આયાસ્ય (જનક), શારદ્વત, કોમંડા, કરેણુ, પાલય, સોમરાજકા, રાહુગણા, ક્ષપાવિશ્વકર, અરિ, પારિકરારિ, અત્રેયાયનિ, સૌવષ્ટ, અનિવેસ્ય, શ્રેણિવેધા, મૂલરથા, મામન્થ, રેષણા માસુરાક્ષા કાક્ષીતત, વાસ્તવ્યા, ચેતિયા શિનારથતિ, પાલિશાયનિ, અષ્ટેપિ, વારાહિ, બાષ્કલિ, સૌહિ, તિણાઓશનસ, દિવ્યા, પ્રશસ્તા, અહદ્દુકથા, ગર્ગા, ભરદ્વાજ, રૂક્ષા, કપય, કર્ણિ, પ્રાવહિ, બર્હિસાદિ, શિખાગ્રીવ, કારકિ, ક્ષામ્યાયન, દેવાશ્વ સાંભરાયન, સખીનય, રૌક્ષાયન, કપિના, મહાકાપિ, ઉડુપતિ, ક્રૌચકિ, ધૂમિત, પુષ્પાન્વેશિ, સામતન્વિ, દંડિન, સ્વસ્તિતર, મહીયવ, મહેથ્ય, ઉરૂક્ષય, ઉપસ્વરિત, સેત્ય, આત્મભુવ, હરિતા, કુત્સા, બ્રહ્મતન્વિ, સાહડિ, બાહડિ, દેવરારિ, દેવ-

રથાનિ, હારિકર્ણી, કણ્વા, રથીતરા, વિષ્ણુવૃદ્ધા, મુદ્ગલા સૌભગા, કેયગવા, માંધાતા, સરિદ્ભવિ, પ્રાર્વિપ, સાધસુગ્રીવ, ગોમેદગંધિ, મત્સ્યાચ્છાદ્ય કોત્સ, ઉપમર્કટા, બાષ્કલાયન, અજમીઢ, અંગિરસ, નૈતિરક્ષય, મૃગાહર, શ્લાહાર, ગર્ગોદધિ, કારૂપતિ, કાકક્ષત્રિ, નાયકિ, જૈલ, વૈરૂપ, શઠાપર્ણા, નાક્ષ્યાં, બાભ્યાસ્વ, પૌરૂ, ત્રાસદસ્યવ, દ્રોણિ, જૈહ્વક્ષાયનિ, સોજવૃષ્ટિ, માષ્ટપિંગળી, પૈલ, શાલંકાયનિ, દ્રાખ્યેવ, મારૂતિ, કાણ્વાયન, કપિચય, ભૃષ્ટકૃત, રાષ્ટપિંડી, લૈન્દ્રાણિ, સાયકાયની, કોષ્ટાક્ષિ, બહુવિતિ, તાલકૃત, મધુરાવહ, લાવકૃત, ગાગવિન, ગાથિ, માર્કટિ, પૌલિકાયની, સ્કંધસ, કપિતર, સ્વસ્તિકર, દાક્ષિ, શક્તિ, પતંજલિ, ભૂપસિ, જળસંધિ, બિંદુ, માદિ, કુસિદકી, ઉર્વ, રાજકેશિ, વૌષડી, શંસપિ, શાલિ સંધય [શાલિગડા], કલસિ, કંઠ, કારિરય, કાટ્યધાન્યાયનિ, બાવાસ્યાયનિ, ભરદ્વાજી, સૌબુદ્ધિ, લધ્વી, દેવમતિ, કુરૂક્ષય, અર્પણિ, લોક્ષિ, હરિ, ગાલવિ, શિવમતિ, જતૃણ, કતૃણ, પુત્રપ, વૈરપરાણ્ય વિશાડ્ય, અપાગ્નેય, અશ્વયુ, પરણ્ય, સ્તાવિ, પ્રાગાથ, માનારિ, અમરણ, કટુ, મર્કટય, નાડાયન, શ્યામાયન, તિત્તિરિ, કવિભૂ, માનવ, મૈત્રાવર, ઙુત, શૌંગ, શિશિરેય.

ઉપરના ઋષિઓના નામ અંગિરસ ગોત્રનાં છે. અને તેમનાં પ્રવરો ત્રણ છે. [અંગિરા, બૃહસ્પતિ, ભરદ્વાજ]

**અત્રેય વંશ**

ઉદ્દાલિક, શોણુ, કર્ણિરથ, સૌકૃતુ, ગૌરગ્રીવ, ગૌરજિ, મૈત્રાયણ, ગવિષ્ઠિર, વાતભૂતકા, ભૂરય, છાંદય, દક્ષપ, ભળન્દન, શાલિ, અર્ણવા, અર્ધપણ્ય, વામરથ્યા, ગોપન, તકિબિંદુ, કર્ણજીહ્વ,

નાંદ્રાણિ, શાકલ્લાયનિ, તૈલપ, વૈલેય, અત્રિ, સુમંગલા, ધનંજયા, કૌન્દ્રેયા, શૌભ્રયા, ગુણીપતિ, જળદ, ભગપાદ, સૌપુષિદ, છંદોગેયન, દાક્ષિ, બલિ, પર્ણવિ, ઉર્ણનાભી, શિલાર્દનિ, બીજવાપી શિરિષ.

ઉપરનાં ઋષિઓનાં નામ અત્રિવંશનાં છે. પ્રવરો ત્રણ છે. [ અત્રિ, શાવાશ્વ, અર્ચનાનશ. ]

## અત્રિનો કન્યા વંશ

કાલેય, વાલેય, વાસરથ્ય, ધાત્રેય, મૈત્રેય. પ્રવરો ત્રણ છે, અત્રિ, વામરથ્ય, મહાનઋષિ.

## અત્રિના સોમ નામના પુત્રનો વંશ

વિશ્વામિત્ર, દેવરાત, વૈકૃતિ, ગાલવ, વતંડ, સલ્લંક, અભય, આયતાયન, સ્યામાયન, યાજ્ઞવલક્ય, જાબાળ, સૈંધવાયન, બ્રાભ્રુ, કરિષ સંશ્રુત્ય, ઉલૂપ, ઔપગહય, પયોદ, જનપાદપ, ખરવાક્, અજા, કત્તા, કામકાયન, પૂર્ણા, પૂર્ણજંધા, વારકયા, મના, ઔદુમ્બર, હલમય, સાધિત, વાસ્તુ, કૌશિક, દેવશ્રવા, સુજાતેય, સૌસુક, ગાથીન, રૈવણ, દેવતરસ, ક્લિપાર્થિવ, બંધુલ્લા, કારૂકાયન, વૈદેહરાત, કુશિક, ધનંજયા, કર્પર્દેય, પરિકુટ, પાણિનિ, કમલ્લાયજિ, અસ્મરથ, ચંચુલિ, વંજુલિ, અષ્ટક, પૂરણ, લોહિત, ઉદેરણ, કથક. ઉદાવહિ. શાહયાયનિ, કૃતરાશિ, સાલંકાયનિ લાવકિ, મૌંજાયની, ખિલિખિલિ, વિધ.

ઉપરના ઋષિઓ સોમવંશના છે. પ્રવરો ત્રણ છે.

[ વિશ્વામિત્ર, આદ્ય, મધુચ્છંદસ. ]

### કસ્યપ વંશ

આગ્નાયણિ, મેષ, કિટકાયનિ, ઉદગ્રજ, માઠર, ભોજ, રેભા, ગ્રહલા, ઉદ્દમેધા, વિનયલક્ષણ, શાલાહાલેય, કૌશિ, દાન્યક, આસુરાયણ, મંદાકિન્ય, વૈમુગય, શ્રુતિ, ભોજવાયન, દેવયાન, ગોમયાન, અધ્યશ્વાય, કાસામત, શાકાયણ, બહિંયોગ, ગદાયન, ભવનંદિ, મહાચકિ, દાક્ષપાયન, યોધયાન, કાર્તિવય, હસ્તિદાન, વાત્સ્યાયણ, નિકૃતજ, પ્રાગાયણ પૌલ, મૌલિ, સ્વાકાર, આશ્વવાતાયણ, કૌવેરક, અગ્નિશર્મા, મેષપ, કેકરસપ, બભ્રુ, પ્રાચેય, જ્ઞાનસંજ્ઞેય, આગ્ના, પ્રાસેવ્ય, શ્યામોદર, વૈવશવ, ઉદઅલાયન, કાષ્ટાહરિ, મારિચ, આજીબ્હાયન, હરિતક, વૈકર્ણેય, કાશ્યેપ, આસિસ, હારિતાયન, માતંગી, ભૃગિ, સૈરંધ્રી, રોપસેવકિ, યામુની, કાદ્રુપિંગાક્ષી, સજાતંભી, દિવાવષ્ટાવ, સંયાતિ, નભ, પિપલ્ય, જગંધર, ભુજાતપુર, પૂર્ણ, કર્દમ, ગર્દભિમુખ, હિરણ્ય બાહુ, કેરાત, કાસ્યપ, ગોભિળ, કુલહ, વૃષકંડ, મૃગકેતુ, ઉત્તર, નિદાઘ, મસૃણ, બત્સ્ય, કેવલમહાંત, શાંડિલ્ય, દાનવ, દેવજાતિ, વૈગલ, વિત્સપ્રવર, દેવરાત, અસિત, દેવલ.

ઉપરનાં ઋષિઓનાં નામ કસ્યપ વંશમાંનાં છે. પ્રવરો ત્રણ છે.

[ અસિત, દેવલ, કસ્યપ. ]

### વશિષ્ઠ વંશ

વ્યાઘ્રપદ, ઔપગવ, વૈકલવ, શાઢલાયન, કપિષ્ઠલ, ઔપલોમિ, ઉપમન્યુ, વૈતાલકવય, મુગ્ગુલય, ઔદલય, માંડલેખય, કાન્ડુશયા, અલમ્બ, શઠ, કઠ. ગોપાયન, બોધપ, દાકવ્ય, બાહ્યક, બાલિશય, વાજ્ય, વયટ, પાલિશય, વાકૂગ્રંથિ, આપસ્થુણ, શીતવૃત, બ્રહ્મપુરક, લોમાયન, સ્વસ્તિકર, શાંડિલિ,

ગૌડિનિ, વાડોહલિ, સુમના, ઉપાવૃદ્ધિ, ઔલિ, વૌલિ, બ્રહ્મબલ, પૌલી, શ્રવસ, પૌડવ, યાજ્ઞવલ્કય, શૈલાલય, મહાકર્ણ, કૌરવ્ય. ક્રોધી, કપિન્જલ, વાલખિલ્ય, ભાગમિત્રાયણ. કિલાયન. કાળ-શિખ, કારકૃષ્ણ, સુરાયણ, શાકાહાર્ય, શાકધિ, કાણ્વ, ઉપલવ શાકાયન, ઉહાક, માષ, શરાવય, દાકાયન, વાજ્ઞવય, વાક્ય, ગોરથ, લંબાયન, ક્રોડોદરાયણ, પ્રલંબાયન, સાંખ્યાયન, વેદશિરેક, પાલંકાયન ઉદગાહ, બલેક્ષ, માતેય, બ્રહ્મબલિ. પર્ણાગોરિ, ભગીવસુ, વાલોહ, લોહલ, માધ્યંદિન, ઉમાક્ષતિ, પૈપ્લાદ, વૈચક્ષુપ, ત્રૈશૃંગાયન. સૈવલક્ય કુંડિન, ઇન્દ્રપ્રમદિ, ઇદમવાહ.

ઉપરના ઋષિઓ વશિષ્ટ વંશના છે અને તેમને પ્રવરો ત્રણ છે, [ વશિષ્ટ, ભગીવસુ, ઇન્દ્રપ્રમદિ ]

### પરાશરવંશ

વશિષ્ટ, શક્તિ, પરાશર, દ્વૈપાયન (વ્યાસ) કાન્ડુપપ. વાહનપ, જૈમ્હપ, ભૌમતાપન, ગોપાલિ, અપોહય, વાલ્મય, ખ્યાતેવ, કૌતુજાતિ, હર્યશ્વ કાષ્ણાયન, કક્ષાયણ, કપિસુખ. કાકેયસ્થ, અજાપતિ, પુષ્કર, આવિષ્ટાયન, યાલેય, સ્વાયષ્ટ, ઉપય, ઇપિક હસ્તક, પાઢિક, બાદરિ, સ્તંબ. ક્રોધનાયન. ક્ષૌમિ, ખલ્વાયન. વષ્ણાયન, તૈલેય, યુથપ, તંતિ.

ઉપરના ઋષિઓ પરાષર વંશના છે, તેમને પણ ત્રણ પ્રવરો છે. [ વશિષ્ટ, મિત્રાવરૂણ. પરાશર ]

### અગસ્ત્યવંશ

અગસ્ત્ય, કરંભ, કૌશલ્ય, કરટ, સુયેધરા, મયોભુવ, ગાંધારકાયન, પાણિકા, હિમોદક, ઇદમવાહ, સ્થાલાયન, દાર્ઢ્યુ-

ચ્યુત, અગસ્તિ, સાંભવાહ, પૌલસ્ત્ય, પૌલક, ક્રતુ, મહેન્દ્ર, પૌર્ણમાસ, પારણ.

આ ઋષિઓ અગસ્ત્ય વંશના છે. પ્રવરો ત્રણ છે.

[ અગસ્ત્ય, પૌર્ણમાસ, પારણ ]

## ઋષિઓનાં નામની અનુક્રમણિકા

અંગિરા, (શ્રી. અંગરિષ) અનંતભાગી, અલુકિ, અવટા, આમુવાન, ઔર્વ, આવેદ, અસકૃત. અમાર્ગપથ, આપસ્તંભિ, આર્ષ્ટિષેણ, આશ્વાલાયની, આપિ, એકાયન, અજસ્ય, અભિજિત, ઐરિડવ, (પો. ડવકરા) આરૂણી, આયાસ્ય, (જનક), અરિ, આત્રેયાયનિ, અગ્નિવેશ્ય, ઐકેપિ, આત્મભુવ, અજમીઢ, અર્પર્ણિ, અપાગ્નેય, અશ્વયુ, અમરણ, અર્ધ્યપણ્ય, અત્રિ, અભય, આયતાયન, ઔપગૃહ્ય, અજા, ઔદુમ્બર (શ્રી. ઉમરા), અશ્મરથ, અષ્ટક, આશ્રાયણિ, આસુરાયણ, અગ્રચ્છાય, આશ્વવાતાયન, અગ્નિશર્મા, આગ્ના, આજીહાયન, અનુસૂય, અસિત, ઔપગવ, ઔપલૌમી, ઔદલ્ય, અલવધ, આપસ્તુણ, ઔપમન્યુ, અપોહ્ય, અજાપતિ, આવિષ્ટાયન, અગસ્ત્ય, અંઅરિષ, અર્ચનાનશ, અનૂપ, આભરદ્વસુ, આભૂતિ, આસંબીપુત્ર, આર્તભાગિ, ઔપજંઘનિ, અનુમતિ, અંભિણિ (ના. અભાણિયા)

ઇન્દ્રદ્યુમ્ન, ઇન્દ્રવાહ, ઇન્દ્રપ્રમદિ, ઇન્દ્રકૌશિક, ઇષક-હસ્તક.

ઉડુપતિ (શ્રી. ગળ ઉડધા) ઉશિજ, ઉશિનસ, ઉરૂક્ષય, ઉતથ્ય (પો. ઉધિયા) ઉપમર્કટા, ઉગ્રિય, ઉદલ, ઉદ્મેધા, ઉપમન્યવ, ઉદ્દાલક, ઉપસ્વતિ (ખ. કલ્યાણ) ઉપવેશિ (ઉ. ઉપકેશિ) ઉદંક, ઉપસ્તિ, ઉપબિંદુ, ઉદઅજ, ઉપાવૃદ્ધિ, ઉપસ,

ઉમાક્ષતિ, ઉહાક, ઉપલવ, ઉત્તર, ઉદવહિ, ઉદ્મલાયન, ઉલૂપ, ઉર્ણનાભિ.

ક્રતુ, કરટ, કોશલ્ય, કરંભ, ક્રોધાયન, કાકેયસ્થ, (શ્રી. કૌકગઢ,) કાક્ષાયન, (ના. કાશીયાણું) કાન્દુપવ, કુંડિન (ના. કડિઆણું) ક્રોડોદરાયણ (શ્રી. આકોડુવડ) કાણ્વ, કોરકૃષ્ણ. કાળશિખ, કિલાયન. કપિન્જળ, કૌરવ્ય, કડ (શ્રી. કાડ) કાન્દુશયા (ના. કંડોલીયાણું) કપિષ્ટલ, કુલહ (ઓ. કુલહટ) કશ્યપ, કૈરાત, કર્દમ, કાસ્યેપ, કાષ્ઠાહારિ (શ્રી. કુડારિયા) કેકરસપ (ખ. કગરાણા) કૌવેરક, કાર્તિવય, કાત્યાયન, કાન્યક (ઓ. કનોજ) કૌરિષ્ટ, કોહલ (શ્રી. કાલ) અને (પો. કાલા) કારિટકાયની, ક્રીરાશિ, કમલાયજી, કથક, કપેદય, કુશિક (ના. કસુઆણા) ખીળ, કત્તા (ના. કતીઆણા) કામકાયન. (શ્રી. કરારિયા, પો કામલિયા) કાલેય (શ્રી. કાલેરા) કૌન્દ્રેય (શ્રી. કકુંધિયા) કદ્રુ, કડ, કારિરય, કુસદકિ, કાટય, કોષ્ટાક્ષિ, કાણ્વાયન, કોપચય, કોરૂપતિ, કૌત્સ, કૈયગવા, કણ્વા, કુત્સા. કૌચકી (શ્રી. કુંચલિયા) કપિલા (ના. કસુંઆણા) કુંડકયા (ના. કંડુઆણા) કૌમન્ડા, કાશેરૂ, કૌશલ્ય, કોટા (શ્રી. કોડિયા) કારોટક (શ્રી. કુરાડિક) કાર્દમાયનિ કૌશાપિ, કાસ્યપિ, કાપિ, કટાયનિ, કોવાક્ષિ, કૌશિ, (ના. કાસીયાણા) કૌચહસ્તિક, કૌટિલિ, કોમારહારિત, કપોતરેતસ, કક્ષા, (ના. કસ્યાણું) કુશ્રી (આ. કુંભટ) કૌશિક, કક્ષરાયણ (ખ. કગ-રાણા) કરેણુપાલય, કાર્પિણિ, કુલહ, કુત્સન્ય.

ખાંડવ–ખિલિખિલિ ( શ્રી. ખગળ ) ખરવાક્ ( શ્રી. ખારેડ, પો. ખરડીયા ) ખ્યાતેવ–ખલ્વાયન.

ગૌતમ, ગર્ગા, ગવિંષ્ટર, ગાથીન, ગૌરવિતિ, ગૌપવન, ગાલવ ( પો. ગળીઆ ) ગર્દભિમુખ ( શ્રી. ગધૈયા ) ગુગ્ગુલય [ શ્રી. ગુગરીયા ] ગાગચિન [ શ્રી. ધોધડિયા ] ગાર્હાયન, ગોષ્ટાયન, આમ્યાયનિ, ગાર્ગિય, આમદ, ગૃત્સમદ, ગોમેદગંધિ, ગંગોદધિ, ( શ્રી. ગીંદોડીયા ) ગાળવિત ( શ્રી. ગળકટા ) ગાથીન [ પો. ધાંગીઆ ] ધાળવિ ( શ્રી. ગિલાહલા ] ગૌરગ્રીવ, ગૌરજિ ( શ્રી. ગુજર ) ગોમન [ શ્રી. ગપતાણિયા ] ગોણીપતિ, ગોમયાન, ગદાયન, [ ના. ગદીયાણા ખ. ગુંદાણા ] ગાંધાર કાયન, ગોપાલિ. ગોરથ, ગોભિલ. ગોપાયન, ગૌડિનિ [ ખ. ગૌદાના ] ઘૃતકૌશિક.

ચલિ [ શ્રી. ચાંડી ] ચૌલી [ પો. ચોધરી ] ચંચુલિ [શ્રી. ચડિયા] ચલકુંડલ [ ઓ. ચીચટ ] ચાંદ્રમસી, ચ્યવન [ શ્રી. ચારડ ] ચૂગ [ શ્રી. ચુગલ ] ચાર્કવર્ણ, ચાત્યકિ [ શ્રી. ચડેગીવાળ ].

છાંદય, છાંદોગેયણ.

જગદગ્નિ, જીવંતિ [ નાં. જીવતીયાણા ] જવિ, જાલધી. જિમ્હક, જૈવંત્યાયન, જામાલિ, [ શ્રી. જાંડીવાલ ] જતૃણ, જૈમ્હલાયનિ, જનપાદપ, જનક, જળધર, ( શ્રી. જળકટ ) જાતુકર્ણ, જીત્વા, જન, જાયંતિ ( શ્રી. જાંટ ) જળસંધિ. જૈત્ય.

ત્રિણિકર્ણિ, તાક્ષ્યા ( શ્રી. ટાંક ) તાળકૃત્ય ( ઓ. તાતહડ ) તિત્તિરિ ( ના. તાઇઆણા ) તકિબિંદુ ( શ્રી. ટાંકરિયા ) તૈલપ, ત્રૈશૃંગાયન, તૈલેય, તંતિ. તંડય ( શ્રી. તાડિયા ) તુરકાવેષ્ય ( શ્રી. તુરકયા ) ( શ્રી. તલવ ) ત્રૈવણિથી.

દાઢર્યચ્યુત, દાકાયન, દેવળ. દિત્સપ્રવર, દેવજાતિ, દાનવ ( પો. દાનગડ ) દિવાવષ્ટા, દેવયાન, દાક્ષપાયન, દેવ-શ્રવસ્, દેવરાત ( શ્રી. ડહરા ) દેવતરસ, દાક્ષિ, દેવમતિ, દાર્ષ્ણ્યેય, દેવરારિ, દેવાશ્વ ( ના. દેવડીઆણું ) દિવોદાસ, દ્રોણાયન ( શ્રી. ડુગરિયા ) દય, દેવર્યાતિ, દડિ (ઓ. ડિડ) દધ્યગ, દીર્ઘતમસ, દક્ષય, ( શ્રી. દક્ષગોત ) દર્ભવાહ, દાભાયિણુ, દિત્યા ( શ્રી. દુસાજ ) દાકયપ (શ્રી. ડાગડ)

ધનંજયા ( ખ. નાણુા, શ્રી. ધનાલિયા, પો. ધનોત ) ધાન્યાયનિ, ધૂમિત (શ્રી. ધૂપડ. ની. ધિયાણુા)

નડાયન ( ના. નડીઆણું, ખ. નદીઆણુા ) નરિ ( ખ. નરસાણુા) નીલનાકુલિ, નૈરૂતય ( શ્રી. નરટ ) નૈકજીવ્ય નૈતિષ્ય, નૈકશિ, નૈતિરક્ષય ( ના. નાદતીઆણુા ) નાયકિ, ( શ્રી. વિમળનાયક ) નાળાયન, નાદ્રૌણિ ( શ્રી. નાંદરિવાલ, ખ. નાંદોલા ) નિકૃતજ, નાકુરય, નભ, નિદાય, નિંત્રુવ ( શ્રી નિરદ્રુમ ) નંદીભવ ( ખ. નંદીઆણુા)

પાંડુરોચિ, પૈંઠાલાયનિ, પૂર્ણમાગતિક, પૌલસ્ત્ય, પિલિ, પોષ્ણાયન, પાર્થા, પોષજીવિ, પોતિમાષ્ય, (ના. પોષીયાણુા) પાર્થિવા, પરિકરારિ, પ્રશસ્તા, પ્રાવહિ, પુષ્પાન્વેશિ, પ્રાવેપિ, પૌરૂ, પૌલિકાયનિ, પુત્રવ, પરણ્ય, પ્રાગાથ, પૂર્ણા, પૂર્ણજંઘા, પરિકુટ, પાણિની, પ્રાગાયન, પૌલઐલિ, પ્રાયેય, પ્રાસેવ્ય, પુર્ય, પૈઅળ, પાલિશય, પ્રલંબાયન, પર્ણાગારિ, પૈપ્યલાદ, પરાશર ( ના. પરશાણુા ) પુષ્કર, પાટિક ( શ્રી. પાતાણિ ) પાણિકા, ( ના. પાણિયાના ) પૌલહ, પૌર્ણમાસ, પારણુ, ( શ્રી. પસેરણુ ) પ્રાચીનશાળ, ( ના. પંચલાણુા ) શ્રી.

પંચોસલીયા ) પ્રાશ્રિ, પ્રાચીનયોગ, પથા ( શ્રી. પતાણી ના. પતીયાણા, ) પારકયા ( ના. પારીખીઆણા ) પુરોધસ, પૂર્વાતિથિ ( શ્રી. પુરબિયા અને ખડાપુરિયા ) પારીણ ( શ્રી. પરિણામ, પ્રત્યુહ, પૌર.

ફેનપ ( શ્રી. ફેનપા, ફુસપાણ ) ફળાકારય ( શ્રી. ફળવધિયા ).

બિદા ( શ્રી. બદલીના, ના. બદાણું ) બિલ્વિ ( ઓ. બિરહટ ) બાલાપિ, બાલકિ, બાષ્કલા ( ઓ. બાફણા ) બૃહદુકથા, બહિંસાદિ, બ્રહ્મતન્વિ, બાલડિ, બહુવીતિ, બિંદુ, બલિ, બૈજવાપિ ( ના. બાવરીયાણા ) બલેક્ષુ (ઓ. બળહરા) બ્રહ્મબલિ, બાદરી (શ્રી. બદલિયા) બૈજ (શ્રી. બાઇસજ, ના. બાઇઆણા) બૈન્યા(ના. બાવાણા) ( ના. બાવનીઆણા ). બન્ધુલ્લા (શ્રી. બદુખી) બાભ્રવ, બુડીલ (શ્રી. બરડા) બર્કુ, બાધ્યયોગ, બૃહસ્પતિ, બોધપ, બાણક ( શ્રી. બાંકેટ ).

ભૃગુ, ભ્રાષ્ટકાયનિ, ભાગવિતિ, ભાર્ગવત, ભરદ્વાજ, ભ્રષ્ટકૃત, ( મો. ભેસોતા ) ભૂયસિ, ભાવાસ્યાયનિ, ભળન્દન (શ્રી. ભંડારિયા, પો. ભલેપારિયા) ભસ્રપાદ, ભોજાયન, ભવનંદિ, ભુજાતપુર, ભત્સ્ય (ખ. ભટસ્યાણા) ભગીવસુ, ભલ્લવિ (શ્રી. ભાંડિયા, પો. ભાદલિયા) ભૂન્યુ, ભાલુકિ, (શ્રી ભાલોદિ) ભૂરચ, (શ્રી. ભુવર, ઓ. ભૂરિ. ના. ભરસાણા) ભાસ્યાસ્ત્ર, ભાર્ગવ, ભૃતિ (ના. ભટીસાણા, ખ. ભટસ્યાણા).

મંડ, માંટવ્ય, માંડુકી (શ્રી. મંદુડિયા) માર્કન્ડ, મુદ્ગલાયન, માલાયનિ (ના. માલાણા) માંડુકેયા (શ્રી. મંદોટીઆ,

પો. મંદોત્વરિયા) મારૂત, મથિત, મોજા મૈત્રય, માઠર શ્રી. મારૂમહટા) મૌના (પો. મુનિંઆ) મૂકા. (શ્રી. મુગ્ય) મત્સ્યગંધ, મૂલપ, મુસળ (શ્રી. મુસલ) મૂઠરથા, મામન્થ-રેષણા (શ્રી. મથુરિયા) માસુરાક્ષા (શ્રી. મસુરિયા, ઓ. મોરાક્ષી) મહાકાપિ, મહિયવ (શ્રી. મકીકુળે, ખ. મેરવાણા) મહેત્થ (ના. મહેશાણા) માંધાતા. માનરિ (શ્રી. સુરારિ) મર્કટવ, મૈત્રવર, મના, મૌજાયનિ, મધુચ્છંદસ. મેષ. મંદા-કીન્ય, મહાચક્ર, મૃગકેતુ, માંડલેખ્ય, મકાકર્ણ. માતેય (શ્રી. મહતિઆણા) માદયંદિન, મગોભુવ. મહેન્દ્ર, માતવચસ. માન્ટી (શ્રી. મરહટી) મધુક (શ્રી. માધળપુરી) માકુલ, મ-સૃણ, મત્સ્યાચ્છાદય, મૂળહર, મરણા (શ્રી. મરદુલા) મોજ-વૃષ્ટિ, (પો. મજાવરિયા) માર્ષ્ટિપિંગલ, માર્કટિ, માદિ. (શ્રી. મંદોટિયા.)

યાજ્ઞવલ્ક્ય, યસ્કા, યામ્યાયણ, યજ્ઞપતય. યજ્ઞવાહ. યજ્ઞવચ, યૌવનાશ્વ, યજ્ઞ પિડાયન, યામુનિ

રૌહિત્યાયનિ, રૂવિ, રૈવસ, રૌક્યમાયન, રોષ્ટાયન. રેવાગ્નિ, રાહુગણા, રૂક્ષા, રૌક્ષાયણ (ના. રહિયાણા) રથિતરા, રાષ્ટપિંડી, રાજકેશિ, રેવણ, (ના. રઇઆણ) રેભા, રાધુવા, રૈક્ય (શ્રી. રાંકિલાણ) રાહુકર્ણિ, રાજવર્તપ, રોપ સેવકિ, રોહિણ્યા ( શ્રી. રાડિકા ).

લલાટિ, લુબ્ધ, લૌક્ષિણ્ય ( ના. લોશરિયા ) લોહવૈરી, લૌલાક્ષિ, લૌગાક્ષિ, લૌક્ષિ, ( ના. લશીઆણા ) લોહિત ( ના. રોહિશાણા ) લાયકી, લંબાયન, લોહલ ( શ્રી લવા-હલ ) લહપ, લૈંદ્રાણિ. લાવકૃત, ( શ્રી. લડવાલા ).

વત્સા ( ખ. વસીયાણા. ) વૈગાયન, વિતિહવ્ય, વૈહિનરિ, વિરૂવાક્ષ, વૈશ્વાનરિ, વિષ્ણુ, વિતિ, વાત્યાયન, વૈશંપાયન, વૈન્યા, વ્યધાશ્વે, વાગાયનિ, વિદ, વૈવશ, વામદેવ, વાહનિપતિ, વૈશાળી, વાસ્તવ્યા, વારાહિ, વૈરૂપ, વાત્સ્યતરાયણ, વૌષડિ, વૈરપરાયણ, વિરાડપિ, વૈશ્વેય વાલેય ( શ્રી. વલ્લહોર ) વતંડ, વૈકૃતિ, વૈદેહરાન, વંજુલિ, વિઘક, વૈમૃગય, વત્સાયણ, વૈકર્ણેવ, વૈતાલ કપય, વૈકલવ, વાલિશય, વાકૂગ્રંથિ, વાડોહલિ ( શ્રી. વલહોર ) વૌલિ, વાલાવય ( શ્રી. વલડોર ) વાકય, વેદશિરક. વિચક્ષુષ, વશિષ્ટ, વ્યાસ, વર્ષાયણ ( ના. વર્ષાણા ) વચક (શ્રી. વીચટ) વાન્દન, વૈણુવા, વાકીરૂણી, વેદભૂતિ, વિશ્વામિત્ર, વાજશ્રવા, વાહ્‌ભૂતકા, વાલખિલ્ય.

શૌનક, શોનકાયન, સાવર્ણિક, સ્તનિત સ્થળપિંડ, શિખાવર્ણ, શાર્ક્‌રાક્ષિ, સોધક,, સાંકૃત્ય. શાંકરવ, સૌચકિ, સાત્યાયનિ, સૌડસોકિન, શેલા, ( ખ. શાવલાણા ) શારકૃતિક, શાકટાયન ( શ્રી. છકડિયા ) શ્રમદાગેપિ, સૌરતિથિ, શાલાયનિ, ( ના. શાળશાઉ ) શાકટાથી, શ્યેતા, સૂનકા, શાઢર (ના. સાટોડીઆણા) શલિ, સાપિંડિના, સનક, સંવર્તક, સાર્ષ્ટનેમિ, સુરૈષિ, સજીવિ, સૌપુરિ, સોમરાજકા, સૌવેષ્ટ, શ્રેણિવેધા, શ્વેતિયા ( ના. ધોળીયાણા ) શિળાસ્થલિ, સોટિ (શ્રી. સૌઠિઆ, પો. શેઠિઆ, ઓ. શ્રેષ્ટિ) શીખાગ્રીવ, સાંભરાયણ, (શ્રી. સાગીયાસાંભડતિ, ના. ભરશાણા) સખીનય, સોંમતન્વિ, સાલડિ, સૌભગા, સરિદભવિ, સાઘસુગ્રીવ, શઢા, શાલંટાયન, સાયકાયનિ, સ્કંદસ, સ્વસ્તિતર, (ના. કલ્યાણા ખ. કલ્યાણું ) શંસપિ, સૌમુદ્ધિ, શાલિસંખય,

( શ્રી, છાલિયા, ના. છાલિયાણા, ખ. શાલિશાણા) શિવપતિ, સ્તાવિ, (શ્રી. તાવિ) સ્યામાયન, શૌંગ. શૈશિરય, શૌક્રતુ, શૌણ, સુમંગલા, શાકલાયનિ, સૌપુષ્પિ, શિલાર્દનિ, શિરીષ, સલક, શાવાસ્ય (ખ. શાવલાણા) સૈંધવાયન, સશ્રુત્ય, સાધિત, સુજાતેય. સૌસુકશાલાહાલેય, શાક્રાયન, સ્યાકાર, સ્યામોદર, સાશિસ, સ્નાનપ, સજાતંબિ, સંયાતિ, શાંડિલ્ય, શઢ, શિતવૃત, સ્વસ્તિકર. સુમના, સાપિલી-(સાપા) શ્રવસ, સુરાયણ. શાકાહાર્ય, શાકધિ, શાકાયન, શરાવય, સ્યામવિ, સંખ્યાયન, સૈવલ્ક (ના. સેવાલીઉ) શક્તિ, સ્વાયષ્ટ, સ્તંભ, સ્થાલાયન (શ્રી. ફોફલિયા) શંભવાહ, સૈત્ય, સનારૂ. સાંજીવિ, સાકુલા (શ્રી. સોડુ, ના. શાહણીઉ) સૌશ્રેયા, (ના. ઘોલીયાણા) સુપર્ણરેતસ, સાંકૃત્ય, સત્યયજ્ઞ, શુલ્મ, સૌપર્ણિ (ના. છાપડીઆણા) શૌભર, (ના. ભરસાણા)

હિમોદક હર્યશ્વ, હસ્તિક, હારિતાયણા, હરિત્રદાન, હલમય, હરિ, હરિત, હારિત, હારિકર્ણિ, (શ્રી. હાડિગરા) હંસજીહ્વ, હિરણ્યરેતસ

ક્ષૌમિ, ક્ષામ્યાયણ, ક્ષપા વિશ્વકર, ક્ષીર. (શ્રી. ખોર) ક્ષુભ્ય

ઉપરની અકારાદિ અનુક્રમણિકામા જે મેળ કરવામા આવ્યો છે તે સર્વાંશે ખરોજ છે એમ કાંઇ માનવાનું નથી. માટે વિદ્વાનોએ સુધારી લેવું. કાન્યક ગોત્ર છે તેનો અર્થ કાન્યકુબ્જ એટલે કનોજ એવો અર્થ લેઇ કર્યો છે. તેવી રીતે બીજી જગ્યાએ પણ કરવામાં આવ્યું છે. માટે ભ્રાન્તિ ન થાય તેટલા સારૂ-વાચનારેજ પોતાનાં ગોત્રો સાથે મેળ કરવા-વંશ પ્રવર્તકોના નામની વંશાવલીમાંથીજ ગ્રહણ કરવાં અને મેળ કરી લેવો એજ સમંજસ છે

**અડાયતા વૈશ્યનાં ગોત્રો**

| | |
|---|---|
| ગુંદાણું અથવા ગૌદાના... | गदायन, गौडिनि, वा। वत्सकस्यपनिध्रुवेति। |
| નાંદોલા અથવા નંદનપુર... | नडायन, नैंद्राणि या। भृगु कव्यांगीरसेति। |
| નંદીઆણું ... ... ... | नंदिभव। कस्यपवत्सारनिध्रुवेति। |
| નાંણા ... ... ... | धनञ्जया। विश्वामित्रमधूच्छदंसधनंजयेति |
| નરશાણા ... ... ... | नरि। भृगुच्यवनाप्नुवानौर्वजमदग्नेति। |
| મેરવાણા ... ... ... | महियव। आंगिरसमहियवसेत्येति। |
| ભટસ્યાણા... ... ... | भत्स्य। असितदेवलकस्ययेति। |
| શાવલાણા ... ... ... | श्यावाश्व। अत्रेयश्यावाश्वमुद्गलेति। |
| શાલિશાણા... ... ... | शालिसंधय, शालिहोत्र वा। अत्रेयार्चनानशपौर्वातिथि-इति। |

વસીયાણા... ... ... वात्स्य । भृगुच्यवनाप्नवानजमदग्नेति ।

કઅરાણા ... ... ... कक्षरायण । अंगिरसोतथ्यकक्षायणेति ।

કલ્યાણા ... ... ... उपस्वस्ति, स्वस्तिकर, { वशिष्ट भगीवसु-इंद्रप्रमदि इति ।

આપણાં આ ગોત્રો જાણી ખાત્રી થશે કે ગામ વાચક નથી, પણ ઋષિપ્રણિત છે. શ્રીમાળી, પોરવાડ, ઓશવાળ, નાગર વગેરેનાં ગોત્રો પણ ઋષિપ્રણિત છે. કાળાન્તરે પરિવર્તન થતાં થતાં શબ્દોનો ફેર થાય તે સ્વાભાવિક છે, જે વાચનારને સહેજમાં સમજી શકાશે.

**ખડાયતા બ્રાહ્મણનાં ગોત્રો**

(૧) જનક, (૨) કૃષ્ણોત્રય, (૩) કૌશિક. (૪) વશિષ્ટ (૫) ભરદ્વાજ (૬) ગર્ગ, (૭) વત્સ્ય– આ સાત ગોત્રો તો ઋષિઓનાં નામ પ્રમાણે જ મળી આવે છે. આ ગોત્રો પૈકી પ્રથમનું “ જનક ” ગોત્ર કયા વંશમાંનું છે તે જણાતુ નથી. તેમ મૂળ ગોત્ર પ્રવર્તકો સાત છે, તેમાં અગર ભૃગ્વાદિ વંશપ્રર્વતકોમાં પણ નામ નથી. ઋષિઓનાં છૂટાં છૂટાં નામો તો બીજાં અનેક મળી આવે છે, પણ તે કયા પ્રવરનાં છે તે જણાતું નથી. કેમકે વંશપ્રર્વતકોના ઘણા ભેદ છે તેથી ગોત્રો અસંખ્ય છે એમ સૂત્રકાર જણાવે છે. તથાપિ ઉપનિષદ્‌માં સંજિવન વિદ્યાના અનુષ્ઠાન પ્રયોગમાં

શિષ્ય પરંપરામાં જનકના પુત્ર આયસ્યુણાયનને " ચૂળ " નામના ઋષિએ ઉપદેશ કર્યો એમ બતાવ્યું છે, તેથી જનક ઋષિ થઇ ગયા છે એમ માનવામાં હરકત નથી. મૃતસંજિવિનિ વિદ્યાના મંથ પ્રકરણમાં નીચે પ્રમાણેનો મંત્ર આપેલો છે:—

एतमुखे चूलो चगवित्रि जानकस्य आयस्युणायनो-
वासिन उक्तोवाचापि य एनं शुष्केस्थाणे निषि-
ञ्चेज्जायेरन्
शाखाः प्ररोहेयुः पलाशानीति ॥

बृ० बा० ३. अ० ६ मं० १०

" ચૂળ નામના ઋષિ પોતાની પાસે રહેલા શિષ્ય જનકના પુત્ર આયસ્યુણાયનને ખાખરાના સુકા ઠુંઠા ઉપર ( મંથ ) રેડવાથી તેની શાખાઓ અને પાંદડાં નવાં આવે છે એમ કહ્યું " આ મંત્રથી જનક ઋષિ છે, તે સિદ્ધ થાય છે.

જનક...... जनक । आयास्यांगिरस गौतमेति ।
કૃષ્ણાત્રેય... कृष्णात्रेय। कस्यपावत्सारात्रयेति ।
કૌશિક ... कौशिक । विश्वामित्र कौशिकेति ।
વશિષ્ટ ... वशिष्ट। वशिष्टेन्द्र प्रमदिभरद्वासवेति।
ભરદ્વાજ ... भरद्वाज । आंगिरसबार्हस्पत्यभार-
द्वाजेति ।

ગાર્ગ ... गर्ग। आंगिरसबार्हस्पत्य भारद्वाज-
शैन्य गर्गेति।

વત્સ્ય ... वत्स्य भार्गवच्यवनाप्नुवानौर्वजमद्-
ग्नेति।

ઉપર પ્રમાણે ઋષિઓના નામ ખડાયતા ગોર અને વૈશ્યને પોતાનાં ગોત્ર અને પ્રવરો જાણવા લખ્યાં છે. ઋષિઓનાં નામ પણ ઘણાં વિચિત્ર છે. જેવાં કે હવિ, વિતિ, મંડ, શલિ, મૂળહર ફળહર. શાકાહાર્ય, ગોપાલિ ચલિ, ચૌલિ, અચુલિ, વજુલિ, ચૂલ, ચાત્યકિ, જન. જીવા, તંતિ, દંડિ, નભ, મના, માદિ, વચક, રૂપિ, ઈત્યાદિ છે. તો પછી પરિવર્તન થઇ ગયેલાં હાલમાં મળી આવતાં ગોત્રો અટક જેવાં લાગે તેમાં કાંઇ નવાઇ નથી. ફોફલીયા તે સ્ફાલાયન ગોત્રનોજ અપભ્રંશ લાગે છે. ગુર્જર, કનોજ, કંબોજિઆ વગેરે પણ અર્થ સાદૃશ્ય ગોત્રોજ જોવામાં આવે છે.

**ब्राह्मणाः क्षत्रिया वैश्या रुषि पुत्रान्नि बोधत।**
**रुषिकाणां मूता ह एते रुषि पुत्राः श्रुतर्षयः॥ मत्स्य.**

બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય તે સર્વ ઋષિઓના પુત્ર હોવાથી ઋષિના પુત્રો જાણો. (હકાર) નિશ્ચયાર્થે છે. ઋષિના પુત્રો તેઓ વેદના જ્ઞાતા હોવાથી **श्रुतर्षयः** કહેવાય છે.

સર્વ ઋષિઓનાજ પુત્રો છે, છતાં કર્મ ભેદ વડે બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય વર્ણ વિભાગથી સમાજ બંધાયેલો છે. આમ વિભાગ છતાં ઉત્તમ વર્ણને કન્યા આપવામાં જ્ઞાતિ બંધારણ પૂર્વે બાધ નહતો. ભોજન વ્યવહાર પણ હતો. ફક્ત કર્મ, આજીવિકા જુદી જુદી રીતે સંપાદન કરવાની થવાથી અને

ચાર વર્ણનો સમાજ પોતપોતાના અંગનું કર્તવ્ય ધારણ કરવાથી અવિચ્છિન્ન સમાજ સ્થિતિ, ધારણ-પોષણ-અને સંવર્દ્ધન થવામાં હેતુ હતો. એટલે હિંદુઓના બળનું અતિશય ઐક્ય હતું. વૈદિક અને વૈદક નિયમને સાચવવા સત્વાદિ ગુણ પ્રધાન પ્રજોત્પત્તિ કરવી તે સિદ્ધાંતે ઉત્તમ વર્ણને કન્યા આપવા અને ઉતરતી વર્ણને કન્યા નહિ આપવાનો મુખ્ય ઉદ્દેશ હતો. અર્થાત્ આપણે સર્વ મૂળમાં એક જ વંશ (ઋષિ મુનિઓના)ના પુત્રો છીએ. એટલે સર્વનાં ગોત્રો ઋષિ પ્રવર્તક છે એવું આ પ્રકરણથી સિદ્ધ થાય છે.

અમુક વંશાવલીમાં અમુક ઋષિનું નામ છે તેજ નામ ફરીથી બીજા વંશમાં પણ આવે છે એટલે તેવા નામ વાળા ઋષિઓ તે તે વંશમાંના જૂદા જૂદા છે એમ સમજવાનું છે.

આપણાં ગોત્રને સંબંધક થનાર આપણી કુળ દેવીઓ છે અને તેમનું સ્થાપન શ્રી કોટયર્ક પ્રભુના સાનિધ્યમાંજ થએલું છે. ગોત્રોનોજ અર્થ સમર્થન કરનારી આપણી કુળ દેવીઓ તે ગોત્રની દેવીઓ છે. તે દેવીઓ ગામ દેવીઓ અગર રક્ષક દેવીઓ ઠરાવવી અને તે દેવીઓ આજ પૂર્વે ૪૦-૪૨ વર્ષ ઉપર કોટયર્કમાં સ્થાપન થયેલી અને તે પણ જૈન મંદિરોમાંની કહેવી એ અતિશય ભૂલ ભરેલું અમને તો જણાય છે.

**ગોત્રજા દેવીઓ**

ગોત્રો સાથેજ ગોત્રજા દેવીનો સબંધ છે, ગોત્રજ દેવી તે ગામ દેવી કે રક્ષક દેવી નથી. રામાયણમાં લંકામાં પ્રવેશ કરનાર હનુમાનને રોકનાર તે ગામની રક્ષક દેવી

"લંકા દેવી" નામે કલ્પાયેલી છે, પણ તે લંકા દેવીને ગોત્રજા દેવી કોઈ પણ કહેતું ન હોતું. બ્રાહ્મણનો બાલક યજમાનને ત્યાં દરેક શુભ પ્રસંગે ગણેશ પૂજન-માંડવા મૂહૂર્ત સાથે માતૃકા પૂજન કરાવે છે, તેને "વસોધારા" કહે છે. તેજ ગોત્રજા દેવીની નિશાની છે. બ્રાહ્મણાદિના ષોડસ્સસ્કારમાં આ વિધિ છે, શુભ કર્મારંભે ગોત્રજાની પૂજા છે. શ્રી રૂક્ષમાણી હરણ વખતે વૈદર્ભ દેશમાં કુળ દેવીનું પૂજન કરીને જતાં રૂક્ષમાણીનું શ્રી ભગવાન કૃષ્ણે હરણ કર્યું હતું (ભાગ દસમ, ઉત્તરાર્ધ, અ. ૫૨) અર્થાત્ રૂક્ષમાણીજીનો સ્વયંવરરચનાનો કાળ હોવાથી પ્રથમ ગોત્રજ-કુળ દેવીનું પૂજન કરવુંજ જોઈએ એ વિધાન છે. ગોત્રજ-ગોત્રની માતા એવો સંબંધક પષ્ટાંત કરવા કરતાં સંપ્રદાનાર્થે અર્થ કરવો સમીચીન છે. એટલે ગોત્રની માતાને બદલે-"ગોત્ર વંશ માટે પ્રગટ થયેલી માતા" એવો અર્થ અત્રે વિવિક્ષિત છે. આ દેવીઓનાં નામ પાણિની સૂત્રકારની પછીથી ઉત્પન્ન થયું નથી પણ સેંકડો વરસો થયાં તે ગોત્રજા દેવી પૂજાએલી અને પૂજાની આવે છે. **मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरीं** (શ્વેતાશ્વર-૩) દેવી તે ઇશ્વરની માયા છે. વેદાંતમાં તેને પ્રકૃતિ કહે છે. પુરાણોમાં તેને શક્તિ કહે છે. કર્મકાંડમાં દેવી કહે છે. આ દેવી ફક્ત હિંદમાં રહેલી છે તેમ નથી પણ એશિયામાં બૌધ્ધ જૈનોએ પૂજેલી-યુરોપ-આફ્રિકા દેશોમાં પણ પૂજાયેલી છે. પછી તેનું નામ દેશની ભાષા પ્રમાણે પાડે તેની શી અડચણ ? ગ્રીક લોકો "નની"-નનને" એ નામે, હિંદમાં લક્ષ્મી, સરસ્વતી, શક્તિ, અંબાભવાની. ચામુંડા, ગોત્રજા, કોવત ઇત્યાદિ નામો મનુષ્યની કલ્પનાથી

પડે છે. બાબીલન શેહેરમાં સોનારૂપાના શિખરથી બંધાવેલું દેવીનું મહાન્ દેવાલય ઈતિહાસથી જાણીતું છે. મિસરમાં પણ સેમેટીક પ્રજાએ તેનું પૂજન કરેલું છે. ગમે તે નામે અનેક દેશમાં દેવી (ગોત્રજા) પૂજાયેલી છે અને દુનિયાના દરેક સ્થળમાં રહેનાર મનુષ્ય પોતાના વંશની વૃદ્ધિ અર્થે ગોત્રજાને પૂજતો રહે છે. શ્રી ભગવાન કૃષ્ણનું-તેમના જન્મ વખતે મથુરાના રાજા કંસથી-ગોત્રજા દેવીએજ ગોત્રમાં ઉત્પન્ન થઇ રક્ષણ કર્યું છે. અને શ્રી ભગવાને તે દેવીનું પૂજન કરેલું છે. એટલે દેવીઓ-ગોત્રજા-આજ પૂર્વે ૫૦૦૦ વર્ષ ઉપર પણ પૂજાતી માલમ પડે છે. તો જે એમ કહેતા હોય કે આજ પૂર્વે ૪૦-૪૨ વર્ષ ઉપર જૈનની દેવીઓ કોટયર્કમાં સ્થાપવામાં આવી છે તો એવું ભ્રાન્તિમા નાખે એવું ગ્રહણ કેવી રીતે કરવું ?

વંશની વૃદ્ધિ કરવા તૈત્તિરિ સંહિતા ઉપદેશ કરે છે કે—

**आचार्याय प्रियं धनमाहृत्य प्रजा तन्तुं मा व्यवच्छेत्सीः ।**

"ગુરૂકુળમાં બ્રહ્મચર્ય પાળતાં અભ્યાસ કરી રહ્યા પછી ગુરૂને પ્રિય એવા ધનને આપી પ્રજાનો વિસ્તાર કરવા ગૃહસ્થાશ્રમાર્થે લગ્ન કરવું-સંન્યાસ લેવો નહિં-" એવો ભાવ છે તેથી લગ્ન કરવામાં વિધાન થયેલું છે. લગ્ન વિધાનમાં પ્રથમ વસંત મોકલવામાં આવે છે. તેમાં કન્યા સારૂ વસ્ત્ર અને દાગીના મોકલવામાં આવે છે. તે વસ્ત્ર વર પુંખાયા પછી મંડપમાં વર-કન્યાને પેહેરવા આપે છે અને પહેરાવતાં વર બોલે છેઃ-

याऽअकृन्तन्नवयं-याऽअतन्वत ।
याश्च देवीस्तन्तूनभितोऽततन्थताम्त्वादेवीर्जरसे-
संव्ययस्व । आयुष्मतीदं परिधत्स्व वासः ॥
॥ वेद संस्कार ॥

"હે આયુષ્યમતિ કન્યા" જે દેવી देव्यस्तन्तून् अकृन्तन् પ્રજાનું સ્થાપન કરે છે, જે દેવી तन्तून् अवयन પ્રજાનુ ઉત્પાદન કરે છે, અને જે દેવી अतन्वत પ્રજાને વિસ્તાર કરે છે તે દેવી તને આ વસ્ત્ર संवयन्तु પહેરાવો. અર્થાત્ તું આ પ્રજા રૂપ વસ્ત્રને अततन्थतेतु : વિસ્તારિ વંશ વધારવા રૂપ ઉકેલીને ચારે બાજુએથી परिधत्स्व પેહેર--ધારણ કર. ને તું દીર્ઘાયુષિ થા." ઉપરનો મંત્ર કન્યાને વસ્ત્ર પહેરાવતાં વર દેવીની સ્તુતિ કરે છે. પ્રજાને વિસ્તાર થવા માટે દેવી પ્રાર્થના છે. આમાં नाःदेवीस्त्वां संवयस्वं-संवयन्तु નો અર્થ ગોત્રજાનેજ જણાવનાર છે. કન્યાને ધરેણું અને વસ્ત્ર આપવાં તે ગોત્રજા દેવીને પ્રસન્ન કરવા રૂપ સેવા છે અને તે વસ્ત્ર અને ધરેણાં કન્યાને ગોત્રજા દેવીના પ્રસાદ રૂપ મળે છે. તેથી પ્રસન્ન થયેલી કન્યા સાથે રહેનારા ગૃહસ્થો આ જન્મમાં અપૂર્વ સુખ ભોગવી અંતે સદ્‌ગતિ પામે છે એવો શાસ્ત્રને—પુરાણોનો ભાવ છે. વંશનું કારણ—ગૃહસ્થાશ્રમ છે. લગ્ન વખતે અપાયેલું ધરેણું કન્યાનું છે તે વિધાનથી તે ધરેણું સ્ત્રી ધન તરીકે મનાય છે.

આપણા કોટયર્ક પ્રભૂના દ્વારમાં જે ગોત્રજ દેવીઓની સ્થાપના છે તે ઉપર મુજબની પૂર્વ વેદકાળની-ગોત્રો સાથેના સંબંધમાં જોડાયેલી દેવીઓ છે. પછી તે દેવીઓના નામ ભક્તોની કલ્પના અથવા કામના પરત્વે ઉપાસકોએ જ જે નામ કલ્પેલાં હોય તેથી ગોત્રજા દેવીની ભાવનામાં કાંઇ ફેર પડતો નથી. ગોત્રજા દેવીના ઘણા મંત્રો છે, તથાપિ વિસ્તાર ભયથી અત્રે નહિં જણાવતાં સિદ્ધાંત સ્થાપન માટે ઉપરોક્ત મુખ્ય એક મંત્ર જણાવ્યો છે.

બ્રાહ્મણોનાં ગોત્રો સાથે તેમની દેવીઓનાં નામ નથી મળતાં તે વાત ખરી, પણ બ્રાહ્મણને જે કર્તવ્ય કર્મ છે તે ઐહિક સુખની અપેક્ષાથી રહિત છે-અર્થાત્ સ્વધામનિષ્ટા-તપ અને જ્ઞાન મુખ્ય છે. એટલે દેવીઓનાં નામ પણ આત્મપરાયણ-અર્થ ઉપજાવનારાં હોય. બ્રાહ્મણને કામના પરત્વે હોય જ નહિં-બ્રાહ્મણનું ગોત્ર-તે જ ગોત્ર, ક્ષત્રિ અથવા વૈશ્યનું હોઈ શકે એમાં શક નથી, પણ દરેકનાં કર્તવ્યકર્મ જૂદાં જૂદાં હોવાથી કામનાનો પણ વિભાગ થઇ જાય છે. તેથી દેવીઓનું નામ જૂદી જૂદી કલ્પનાએ કલ્પાય છે. ક્ષત્રિ લોકો-ભવાની-મહિષાસુર મર્દનિ-ચામુંડા-નામ આપે અને વૈશ્ય-ધન ઇચ્છિત કામના માટે તેને લગતાં નામો કલ્પે તો તેથી કાંઇ વિરોધાભાસ થઇ જતો નથી પરંતુ સયુક્ત છે.

આપણાં ગોત્રોનાં નામપરથી દેવીઓનાં નામ રાખેલાં સાપેક્ષ જણાય છે. અને નિશ્ચય પણ તે જ છે. ગૌદાના અથવા ગુંદાણું ગોત્ર છે તે સંસ્કૃતિ કાલમાં ગદાયણ અથવા ગૌડિનિ જણાય છે. તે બંનેમાં અક્ષરોની સાદૃશ્યતા હોવાથી

મળતાં આવે છે. ગૌદાના ગોત્ર હોય તો પણ ચાલે, કેમકે કસ્યપ વંશમાં " હસ્તિદા " ગોત્ર છે. આ ગૌદાના ગોત્રની દેવીનું નામ જાસુદેવી છે. તે નામ-ગોદાના ગોત્ર સાથે જાસુદેવીનો સંબંધ છે. **गौ**–ઇન્દ્રિયો **दा** અર્પણ કરનારા તે ગૌદાના અને **जा** ઉત્પન્ન થયેલી **असुन्** પ્રાણ–એટલે પ્રાણશક્તિથી ઉત્પન્ન થયેલી ઇન્દ્રિયો જેણે આત્મ વિશે અર્પણ કરી છે તે; " ગૌદાનાઋષિ અને દેવી જાસુ " ની જોડ બની આવે છે. તે જ પ્રમાણે દરેક ગોત્રજાના અર્થ પ્રમાણે દેવીઓનાં નામની જોડ મળી આવે છે. **१ कल्याणा–कल्याणी २ कक्षायण–कामाक्षी ३ शालिसंधय–सुरेश्वरी ४ शायाश्व–शंकरी ५ मत्स्य-मंदोदरी ६ महियत्र–महिपालनी ७ वत्स–विश्वे-श्वरी ८ नरि–नरसिंहाणी ९ धनजया–नित्या-नंदनी १० नंदिभव–नरेश्वरी ११नडायन** અથવા **नैंद्राणी–गुणमयी १२ गौदाना–जासुदेवी**–ઇત્યાદિ ગોત્ર શાથે દેવીઓનાં નામ સબંધવાળાં છે.

આ દેવી બાલકને માટે ઘણી વખત પૂજાય છે બાલકના વાળ ઉતારવા પણ ગોત્રજાદેવી પાસે બાલકને લેઈ જઈ બાલ ઉતરાવે છે. વર કન્યા પરણી ગોત્રજા આગળ પગે લાગવા જાય છે. પ્રથમ પુત્ર લેઇ સ્ત્રી સાસરે આવે તે વખતે પણ ગોત્રજાને જ પૂજવામાં આવે છે. દરેક શુભ પ્રસંગે પણ ગોત્રજાદેવીનું પૂજન કરવા કાળાન્તર થયા છતાં હજુ પ્રચલિત છે. વર્ણાશ્રમ વેદકાલિન છે, અને ચારે વર્ણ ગોત્રજાને વેદકાળથી પૂજતી આવે છે. અર્વાચીન

અને વિશેષમાં ૪૦-૫૦ વર્ષ ઉપર ગોત્રજાદેવી પૂજાતી કહેવું તે બાળબુદ્ધિ છે અને જૈન મંદિરોમાંની દેવીઓ ઠરાવવી તે પરધર્મનો દુરાગ્રહ છે,

આપણી કુટુંબની સ્ત્રીઓ પણ ગોત્રજા દેવીનો અર્થ સારી રીતે જાણે છે. ગણેશ માંડવા વખતે સ્ત્રીઓ ગણેશ માટલી લેઇ આવે છે તે વખતે નીચે પ્રમાણે ગાય છેઃ—

'ગોતરડો ઉતારોરે ગોરજી વહુ માગે છે સવૈયો ગોરજી
વહુનો બાપ ભવાયો ગોરજી" ઈત્યાદી—

સ્ત્રીઓ ગોરને ગોતરડાની માટલીઓ વહુના મસ્તક-પરથી ઉતારવા વિનંતિ કરે છે. "ગોતરડો ઉતારોરે" અર્થાત્ ગોત્ર ઉતાર—વંશમાં પેઢીની પરંપરા કાયમ ચાલે—વૃદ્ધિ થાય તેમ કરો—આશીર્વાદ આપો, એમ વિનંતિ કરે છે. વહુ શું માગે છે! "સવૈયો" અર્થાત્ સવાયો એટલે વંશમાં કુળ દિપક—સવાયો પુરૂષ પાકે તેવું માગે છે. તેમ પુત્ર થવાથી મોશાળીયાંને પણ "દીકરીએ દિવો" દોહિત્ર પ્રાપ્ત થવાથી વહુનો બાપ ગાંડા ઘેલા જેવો થઇ હર્ષ પામે છે તે ભવાયાનું સુચન છે. આવો રીવાજ હજુ પણ પ્રચલિત છે. ગોતરડો એટલેજ ગોત્રજ અને ગોત્રજને ઉત્પન્ન કરનારી—વંશનો વિસ્તાર કરનારી તે ગોત્રજા દેવી; આ પ્રમાણે અર્થ—ગ્રહણ થાય છે, તેથી ગોત્રજા દેવી સર્વને ઉપાસ્ય છે. કોટયર્કમાં સ્થાપન થયેલી દેવીઓ અત્યંત પ્રાચીન છે અને તે કુળની દેવીઓ છે, ગામ કે શહેરની રક્ષક દેવીની વાત –કોટયર્કમાંની સ્થાપિત દેવીઓ માટે કહેવી તે ક્ષુલ્લક વાત છે, અને ઉપરના વેદોક્ત પ્રમાણથી કુળ દેવીઓ સમજવામાં વાંધો જણાતો નથી.

**ખડાયતા શબ્દ**

ખડાયતા શબ્દની યોજના કોઇ મુર્ખાએ કરી **નથી.** ખડાયતા શબ્દ આપણી જાતિ--વર્ણાશ્રમને- આપણા મૂળસ્થાન ખડાતને-આપણી ઉત્પત્તિના સંવત્સરને- અન્નકુટની બારસને—આપણા ઇષ્ટદેવ કોટયર્કની સાથેના સંબંધને એક ખડાયતા શબ્દજ સંબંધ રાખે છે, અને દેશ—કાલની ઐતિહાસિક દૃષ્ટિ નહિં ભૂસાય એવા લેખને બતાવી સિદ્ધાંત સ્થાપન કરે છે. તે અમે આ સ્થળે ઘણા હર્ષથી જણાવીએ છીએ. ખડાયતા શબ્દનો અર્થ-જે જે હવે પછીના વિષયો રજુ કરવાના છે તે તે વિષયોના સબંધમાં દરેક સ્થળે તેનો અભ્યાસ કરી રજુ કરીશું. **તેથી** સર્વ ખડાયતા બ્રાહ્મણ અને વૈશ્ય બધુઓને, પોતાના ઇષ્ટ અને ખડાયતા નામને ધારણ કરવાથી કેટલી ઉત્તમતા છે તે જાણી ગૌરવ ઉત્પન્ન થયા સિવાય નહિ રહે.

**ખડાયતા શબ્દનો વર્ણ સાથેનો સબંધક અર્થ—**

ખડાયતા શબ્દમાં બે પદ છે. **खट्+आयता.** આમાં **खट् खटति-इप्सिते इच्छायाम** to desire=ઇચ્છવું. બીજું પદ **आयता [आ, यत्, क्त] आश्रये आधारे वा** Dependence આશ્રય અથવા આધાર. વ્યાકરણથી ઉપર પ્રમાણે અર્થ થાય છે. એટલે "આશ્રયને ઇચ્છનારા" ખડાયતા. હવે આશ્રયને ઇચ્છિનારા ખડાયતા એટલે શુ ? તો **खट:** એટલે **बद्ध मुष्टिः** closed-fist જેની મુઠી બંધ છે તે. કોની મુઠી બંધ છે? **खटक**: A man whose business to negotiate marriage જે માણસનો ધંધો સાટાં

તેખડાંની શરતે લગ્ન કરાવવાનો છે તે. અને Half closed hand એક હાથ જેનો પ્રતિગ્રહથી બંધ થઇ એકજ ખુલ્લો છે તે **खडावता.** આ પ્રમાણે ખડાયતા **आयंत स्तौति आयतस्तु खडायता ब्राह्मणः न तु वैश्यः** આશ્રયનીજ સ્તુતિ કરનારા હોવાથી "આયતાંત" શબ્દવાળા ખડાયતા, બ્રાહ્મણ કહેવાય છે. વૈસ્યને આ અર્થ ગ્રાહ્ય થતો નથી.

આપ સર્વને વિદિત છે કે મી. કોઠારી પોતાના ગ્રંથમાં લખી જણાવે છે કે "આપણને સંબોધીને રહેલા ગોરો" આ તેમનું લખવું કેટલે દરજ્જે પ્રમાણ વાળું છે, તે તેઓ સમજશે કે તેઓ આ બાબતથી અજ્ઞાન છે. વૈસ્યને ખડાયતા શબ્દ સાથે મૂળ સબંધ નથી. ગોરોનેજ ખડાયતા શબ્દ લાગુ હોવાથી તેમના સંબંધે વૈસ્યને ખડાયતા વૈસ્ય એ નામ મળ્યું છે.

ખડાયતા ગોરોની વૃત્તિ યજમાનો ઉપર છે. આ વૃત્તિ હોવાથી કોઇપણ વર્ણ પાસેથી પ્રતિગ્રહ નહિ લેવામાં ખડાયતા ગોરો મક્કમ છે; અર્થાત્ કોઇનો પ્રતિગ્રહ કરતા નથી અને ઉક્તિ એવી બોલાય છે, કે ખડાયતા વૈસ્ય સિવાય તેઓ કોઇ પણ પાસે યાચના કરતા નથી. તેથી પ્રતિગ્રહ લેવામાં એક હાથ તેમનો બંધ છે અને ખડાયતા વૈસ્ય માટે એક હાથ ખુલ્લો છે. તે ઉક્તિ આપણે ઉપર **खटः** અને **खटकः** શબ્દથી નિશ્ચય કરી તેના અર્થને મળતી જોઇએ છીએ. આ ખડાયતાનો અર્થ વ્યુત્પત્તિથી સાધ્ય કર્યો છે, તેમજ તેની પરંપરા પણ આબાલવૃદ્ધથી જાણીતી છે કે

ખડાયતો બ્રાહ્મણ—ખડાયતા વૈશ્ય સિવાય અન્ય વર્ણની પાસેથી પ્રતિગ્રહ લેતો નથી—લાખો રૂપીઆનું દાન રાજા આપે તો પણ તે દાનને માટે ખડાયતો બ્રાહ્મણ—પોતાને અનિષ્ટ સમજે છે પણ ખડાયતો વૈશ્ય—એક પાઇ આપે તો પણ તેના માટે તેનો એક હાથ ખુલ્લો છે. તેજ **खट्** ધાતુનો **खट:** શબ્દાર્થ છે. અને **आयता** તે તમારો તેમને—આધાર છે—આશ્રય છે. (જુઓ—સંસ્કૃત અંગ્રેજી V. S. Apte કોષ)

હું [ લેખક ] મારી સ્થિતિમાં આ વૃત્તિ ઉપર રહ્યો નથી. તો પણ કોઇ કોઈ પ્રસંગે મારા યજમાનોના આગ્રહથી જવું પડે છે; કેમકે **दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम्** મારો જન્મ બીજાના (વૈશ્યના) આશ્રયભૂત કુલમાં થયો છે છતાં મારી વૃત્તિનો નિભાવ ઉદ્યમથી જ કરવો ઠીક માન્યો છે, તો પણ યજમાનો પ્રત્યે કહેવુ પડે છે કે **वयं त्वय्या यतामहे** અમો ખડાયતા ગોરો તારા—યજમાનના આશ્રયે છીએ. ઉપરના સંસ્કૃત શબ્દોમાં **आयता** શબ્દ વપરાયેલો છે અને તેનો અર્થ આશ્રય—આધાર જ કરવામાં આવે છે, તે ભૂલવું ન જોઈએ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે વૈશ્ય ખડાયતા નથી. પણ બ્રાહ્મણો જ ખડાયતા છે, અને ગોરોને સંબોધી વૈશ્ય ખડાયતા છે—એવું ખડાયતા શબ્દના નિ:શંક અર્થથી પ્રતિપાદન થાય છે. આ અર્થ શા માટે બ્રાહ્મણને જ લાગુ પાડવો.? તો કહેવું પડે છે કે વૈશ્યને પ્રતિગ્રહ કે કોઈ બીજા અર્થ માટે કોઇનો વ્યવહારમાં આશ્રય હોય જ નહિં. " બદ્ધ મુષ્ટિ " કહેવાય નહિં, અને સારાં લેખકાંની શર-

તેથી લગ્ન કરાવવાં તે ધર્મ બ્રાહ્મણનો છે, વૈશ્યનો નથી. તેથી ખડાયતા શબ્દ બ્રાહ્મણને જ સંબંધક છે. આ ખડાયતાનો અર્થ આધિભૌતિકમાં અર્થવત્ છે. હવે **खंडाजता खंडविभाज्ये पिभागेवा खंडेति शुविमनः पंचज्ञानेन्द्रिय मनसासह। एते खंडायता—षंडायता।** પંચ જ્ઞાનેન્દ્રિય અને છઠ્ઠું મન જેનું વશ થયું છે તે–ખંડાયતા અથવા પંડાયતા. આ અર્થ આધિ દૈવિક છે. "છ ઇન્દ્રિયો વશ કરી મનોમય રહેવું" એક જ આશ્રય સગુણમૂર્તિ ઉપાસક થવું તે પંડાયતા અર્થ છે, અને **खंडायता** એટલે Ruin in temple શરીરાદિના અહંમમભાવનો ત્યાગ કરી આંત્મમય રહેવું અથવા આત્માનો જ આશ્રય કરવો તે આધ્યાત્મિક અર્થ છે. આ પ્રમાણે ખડાયતા–ખંડાયતા–અથવા ષંડાયતાના અર્થો વ્યાકરણથી જ થાય છે પણ drawn or attracted તણાઈ આવવું તે વ્યાકરણથી થઈ શકે તેમ નથી, drawn એટલે "શ્વાસ ખેંચેલો" એટલો જ અર્થ **आयत** ને માટે બંધબેસતો છે. આ અર્થ પ્રસંગવશાત્ પ્રાણાયામ પ્રયોગમાં થાય છે, drawn in deeply breath એટલે "દીર્ઘશ્વાસ ખેંચેલો" આવો અર્થ વિવિક્ષિત છે પણ કોઈ ઠેકાણે ક્ષત્રિની ટોળીઓનું તણાઈ આવવું થઈ શકતું નથી. જેમણે આયતા શબ્દનો drawn અર્થ કરવા **अयगतौ** એ ધાતુને લઈ શબ્દ સાધી અનદ્યતન ભૂતનું રૂપ ત્રીજા પુરૂષ એકવચન કરી **आयता** લીધું છે. પણ અત્રે તો **अयगतौ** ધાતુ નથી. **आयता** શબ્દ નામ છે. ઉપરના અર્થ અમેજ કરીએ.

છીએ એમ કાંઇ નથી. અમારા સિવાય અમારા પૂર્વજોએ અને તે પૂર્વે ઉપનિષદ્કારોએ પણ અનેકવાર આયતાનો અર્થ આશ્રય જ કરેલો છે.

**आयता—आयत—आयतनं** ના આશ્રય–આધાર એવા અર્થ અર્વાચીન વિદ્વાનોએ પણ કર્યા છે. (V. S. apte dictionery)

**यो ह वा आयतनं वेदाऽऽयतनं स्वानां भवत्यायतनं जनानां मनो वा आयतनमायतनं स्वानां-भवत्यायतनं जनानां य एवं वेद ॥**

**बृ. ब्रा. १ अ. ६ मं. ५**

'જે આશ્રયને ઉપાસે છે તે જ્ઞાતિઓનો આશ્રય થાય છે. અન્યજનોને પણ આશ્રય થાય છે. મન ઇન્દ્રિયોનો તથા વિષયોનો પણ આશ્રય થાય છે. મન વડેજ ઇન્દ્રિયો પ્રવર્ત નિવૃત્ત થાય છે. એમ જે જાણે છે તે ઉપાસક જ્ઞાતિ અને અન્ય જનોનો આશ્રય થાય છે" (બૃહદારણ્ય ઉપનિષદ્)

ઉપરના **आयता आयतं आयतनं** નો અર્થ જે કરવામાં આવ્યો છે તે શ્રુતિ પ્રમાણ હોવાથી ગ્રાહ્ય થઇ શકે છે.

અમારા ગોત્ર–ગોત્રજા અને ખડાયતા શબ્દની વ્યુત્પત્તિથી ઠરાવેલા અર્થો વેદ પ્રમાણ હોઈ નિ:શંક છે અટલે આપણે બાર ગોત્ર વાળા કોઇથી પણ તણાઇ આવ્યા નથી. ક્ષત્રિય વંશના નથી. ઇરાની સેમેટીક લોહી ભળ્યું નથી તેમ અન્ય બીજી જાતો આપણામાં ભળી આપણે વર્ણસંકર પણ

નથી. તેમ Inter-mixture પણ નથી. પૂર્વ પક્ષનો લેખ ખડાયતા જ્ઞાતિના બંધારણ પછીનો એટલે ઘણા લાંબા કાળ પછીનો છે એમ માનવા જોગ છે. જૈન મંદિરોમાંથી મળેલા લેખો ખરા, પણ તે સર્વે અર્વાચીન અને આપણાથી જુદા પડેલા ભિન્ન ખડાયતા જૈન વૈશ્યોના છે. ખડાત તૂટયા પછી ખડાયતા વૈશ્યોનો જે સમુહ જૈન થઇ આપણાથી છૂટો પડેલો તે લોકોએ પોતાનાં ગોત્ર નામ પરથી ગામો (કડી પ્રાંત વગેરે) વસાવ્યાં એમ માનવું યુક્તિસર ગણાય. અને તે લોકો પણ ક્ષત્રિ નહોતા તે પણ સાથે નક્કી સમજવું જોઇએ.

ગોત્રો વાળાં નામો મળતાં આવવાથી તેજ ગોત્રો વાળાં ગામોની ક્ષત્રિ ટોળી ખડાત આવી ખડાત વસાવ્યું અને અન્ય બીજી મનો કલ્પિત વાતોથી આપણી ઉત્પત્તિ પૂર્વ પક્ષના લેખથી ખરી ઠરી શકતી નથી, તે પૂર્વેજ જોયું છે અને જે કાંઇ રદિયા જોવાના રહ્યા છે તે પણ જોઇ આ વિષય પૂરો કરીએ.

આપણી વર્તમાનકાળ સુધીની સ્થિતિ તપાસતાં પૂર્વના ખડાયતા જ્ઞાતિ બંધારણના સમયની જે ઇષ્ટ ઉપાસના—ખડાયતા-શબ્દ—સંપ્રદાય—અને અન્ય રૂઢ થઇ રહેલા રીવાજો હજુ તેવાને તેવાજ ચાલુ છે, તે પ્રત્યક્ષ છે. ખડાયના બંધારણ પૂર્વે પૂર્વ પક્ષના કહેવા પ્રમાણે આપણે ક્ષત્રિ હોઇએ અથવા બીજી વર્ણ હોઇએ તો આપણામાં કુળમાં—જ્ઞાતિમાં પૂર્વ જાતિ સ્મરણ સ્મારક ચિહ્ન રહી જવું જોઇએ. અમર આપણા રીત રીવાજો—આચાર અને રૂઢીમાં તે હોવું જોઇએ એ નિર્વિવાદ છે. દાખલા નીચે પ્રમાણે—

૧ બ્રાહ્મણો મુસલમાન વોહરા થઇ ગયા છતાં હજુ તેઓ ત્રવાડી, દવે, પાઠક, જોશી અટકથી ઓળખાય છે કે તેઓ પૂર્વે બ્રાહ્મણ હતા. પાછળથી મુસલમાન થયા તેનો જે જથ્થો તે મુસલમાની ધર્મવાળો સમુહ કહેવાયો.

૨ ક્ષત્રિઓ, પરશુરામના નક્ષત્રિ પૃથ્વી કરવાના સમયમાં ભયથી અમો બ્રાહ્મણો છીએ એમ બોલી બ્રહ્મક્ષત્રિઓ બન્યા છે છતાં તેઓ પૂર્વે ક્ષત્રિ હતા તેનું સ્મારક લગ્ન વખતે મત્સ્યવેધ કરી વર ઉઘલે છે તે પ્રત્યક્ષ તેઓ ક્ષત્રિ હોવાનો પુરાવો છે.

૩ ચુહુઆણ–યાદવ–ક્ષત્રિઓ જે લુવાણા ખોજા હાલ બની ગયા છે તે પણ હજુ "ઠક્કર" અટકથી ઓળખાય છે અને જે યાદવ વંશના ક્ષત્રિઓ તે હાલ મુબઇ કચ્છના ભાટીઆ તે પણ "ઠક્કર"થી પોતે ક્ષત્રિ હતા તે તેમનું સ્મારક પ્રચલિત છે.

૪ ક્ષત્રિના જે વૈશ્યો બન્યા–જેઓને જૈન દિક્ષા મળી અને અહિંસા પ્રવર્ત કર્યા અગર થયા તે હાલ વૈશ્યો છતાં પોતાની પૂર્વ જાતિનું સ્મારક લગ્ન વખતે વર ઘોડા ઉપર બેસતાં હાથમાં ખડ્ગ [તલવાર] ધારણ કરે છે તે તેમનું પૂર્વનું ક્ષત્રિ જાતનું સ્મારક છે. આ વૈશ્યો હાલમાં "વીસા મોઢ" કહેવાય છે અને આ રીવાજ હજુ પ્રચલિત છે.

૫ જે વૈશ્યો હાલમાં લગ્ન વખતે હાથમાં નાળીએર રાખી ઉઘાડે શિર અને ઉઘાડે શરીરે એક વસ્ત્રભર ઉઘલે છે, તે બ્રાહ્મણના વૈશ્ય થયાનો પુરાવો છે. આ રીવાજ આપણા ખડાયતા વૈશ્યનો છે અને બ્રાહ્મણી કર્મ પ્રમાણનું તેમને હજુ સ્મારક રહ્યું છે.

૬ જે વૈશ્યો જરીના મુગટ-પાઘડી-જરીનો અંગરખો-તોરા-જામા-પેહેરી લગ્ન કરવા જાય છે તે પોતાની મૂળ વૈશ્ય જાતિનું ચિહ્ન છે. જે હાલ જૈનાદિ બીજી વૈશ્ય જાતિઓમાં આ સ્મારક જોવામાં આવે છે.

૭ શૂદ્રો માટે કાંઇ ધર્મનું સ્મારક વિશેષ કરીને હોતું નથી. અગર વર્ણાન્તર પામી ગયા પછી-સેળભેળ જાતિને પામ્યા પછી પણ સ્મારક રહેતું નથી. શૂદ્રને જેવા ઉપદેશ કરનાર મળે તેમ મર્યાદાનું ઉલંઘન કરી ગમે તેમ ચિહ્ન ધારણ કરે તેને માટે શાસ્ત્રમાં ઉલ્લેખ નથી. શાસ્ત્રમાં બ્રાહ્મણ-ક્ષત્રિ અને વૈશ્ય તેઓ દ્વિજ કહેવાય છે અને વર્ણાશ્રમ ધર્મ પણ તેઓ જ જાળવી શકે તેમ છે. તેવું સત્વાદિ ગુણ પ્રધાન રજવીર્યથી ઉત્પન્ન થએલી પ્રજાનો જાતિસ્વભાવ જ છે અને શુદ્રોને શાસ્ત્રકારોએ **સ્ત્રી શૂદ્રો નાધીયતામ** એવો ઉપદેશ કરેલો છે. અર્થાત શૂદ્રો કદિ ભણેલા હોય અથવા ભણાવી વિદ્વાન કર્યા હોય તોપણ તેમની મૂળ જાતિ સ્વભાવ છોડી શકતા નથી. વિદ્વાન જણાતો હોય છતાં ગુપ્ત રહેલી તેની જાતિ અને સ્વભાવ પ્રસંગે પ્રકાસી નીકળે છે તેથી વિદ્વાન છતાં તે શૂદ્ર જાતિનો છે એમ બીજાઓ ઠરાવે છે. તેથી વિશેષ કરી તે જાતિઓમાં કોઇ સ્મારકનો નિશ્ચય થઇ શકતો નથી. જૈનધર્મ ધારણ કરનારાઓમાં વર્ણાશ્રમ નથી. અને જે જાતિમાં વર્ણાશ્રમ નથી તેઓને શાસ્ત્રકારોએ વેદ બાહ્ય ગણી શૂદ્ર ઠરાવેલા છે અને વેદને અપ્રમાણ્ય માનનારાના આધારો-વર્ણાશ્રમ અભિકાર કરનારને કામ આવતા નથી એ ઉઘાડી વાત છે.

આવી તરેહથી જે જે જાતિઓ બંધાઇ છે તે તેમના પૂર્વ મૂળને જાણવા માટે અદ્યાપિ સુધી દરેક કોમે જાળવી રાખી છે. બાકી જે એક શ્રેણિથી ચાલતી આવતી બ્રાહ્મણાદિ જાતિઓ ભયમાં આવ્યા છતાં પણ બીજી અન્ય જ્ઞાતિઓમાં વર્ણમાં–કે સમાજમાં હજુ એ સુધારાના કાળમાં ભળી નથી. આર્ય સમાજ, આર્યન બ્રધરહુડ–પુનર્લગ્ન–અનેક ભિન્ન ભિન્ન સંપ્રદાયો–પરદેશી હુમલા–અને પરદેશી રાજ્ય સાથેના ગાઢ આચાર વિચારમાં ઐક્ય છતાં પણ ભળતી નથી. તો પછી જુના વખતમાં જુના વિચારના માણસો માટે તો પૂછવું જ શું ? હજુ અત્યારે પણ બુદ્ધિમાન તંત્રીદ્વારા પરિષદો–મંડલોનો પ્રયાસ હોવા છતાં સુધારણા કેવી સ્થિતિમા છે તે આપણે જોઇએ છીએ. જુના વિચારના માણસોની સંખ્યા અધિક છે. બાકી સુધારણા કરવામાં બુદ્ધિ–બળ–દાન–આત્મભોગ આપવા સતત પ્રયાસ જારી છે. આથી જો કે બીજ રોપાયું છે, તે ભવિષ્યમાં સફળ થવાની આશા છે, પણ જ્યાં સુધી જુના વિચારનો મનુષ્ય હશે ત્યાં સુધી ધાર્મિક દૃષ્ટિની પરંપરા ચાલુ જ રહેવાની એ સંભવિત છે. એટલે હાલ તો આપણે શુદ્ધરૂપ જ છીએ, એમ ઉપરના પ્રમાણોથી માન્યા વગર ચાલે તેમ નથી.

આવી રીતે આપણે શુદ્ધરૂપ છીએ ખરા, ત્યારે આપણી ઉત્પત્તિ–કોટચર્ક-ખડાત–ખડાયતા–એટલે શું ! આવા પ્રશ્નો આપોઆપ આપણી આગળ ઉભા થાય છે. આ બાબત જો કે ગોત્રના પ્રશ્ન પૂછનારનો હેતુ નહોતો પણ પૂર્વ પક્ષમાં નહિં પૂછાયલા પ્રશ્નોનું પણ દર્શન થાય છે

એટલે આપણને પણ આ વાતનો ઉકેલ કરવો જરૂરનો છે એમ પ્રાપ્ત થાય છે, અને જો આ પ્રશ્નનો નિકાલ કરવો છે તો આ ઉદ્ભવેલા પ્રશ્નના સિદ્ધાંત કરનારાં આપણી પાસે શાં શાં સાધનો છે, તે પણ વિચારવું જોઇએ.

વિચાર કરતાં પ્રાચીન–અર્વાચીન વિદ્વાનોનો મત–આવી શોધો લાવવાનાં–સાધનોમાં મુખ્ય ભૂસ્તર વિજ્ઞાન–પુરાણવસ્તુશાસ્ત્ર–ગાથાશાસ્ત્ર–શબ્દ મીમાંસા–શબ્દોની લાક્ષણિક ભાષા અને સામ્યતાકાલ–ખગોળ જ્યોતિષ અને સ્વશાસ્ત્ર પ્રામાણ્ય ગ્રંથોની જરૂર સ્વીકારેલી છે એમ ઠરાવે છે અને વિશેષમાં વર્તમાન રિવાજો–સંપ્રદાયો–આચાર–વિચારની પદ્ધતિથી પણ અનુભવસિદ્ધ હોવાથી બીજી ઐતિહાસિક દૃષ્ટિ કરતાં પણ બળવત્તર ગણાય છે. એટલે હવે જે જે સિદ્ધાંતમાં જે જે પ્રમાણોની જરૂર છે, તે તે ઠેકાણે ઉપર મુજબના આધારો સાથે આપણી આગળ ઊભા રહેલા પ્રશ્નનો નિર્ણય કરીશું.



ॐ कोटयर्काय नमः

# ખડાયતા કોટયર્ક સિધ્ધાંત

---

## દ્વિતીય ખંડ પ્રારંભ:

यत्पाद पंकज पराग सुराग योगि ।
वृन्दैर्जित भवभयं गितकाल चक्रे: ।।
यन्नाम कीर्तनपराजितदुःख शोका ।
देवास्तमेव शरणं सततं प्रपद्ये ।।

**વર્તમાન સંપ્રદાય**

આપણે હાલ ગુજરાતમાં વસીએ છીએ. ખડાયતા જ્ઞાતિમાં જન્મ છે. આચાર-વિચાર, શ્રુતિ સ્મૃત્યાદિ ધર્મ શાસ્ત્રોથી નિત્ય-નૈમિત્તિક કર્મોમાં સંસ્કાર થાય છે. અને પરતત્વો માટે વેદોક્ત પુષ્ટિ સંપ્રદાયની દિક્ષા ગ્રહણ કરી છે. મુખ્ય સિદ્ધાંત ભકિત માર્ગ છે. ઉપરાંત નિત્ય-નૈમિત્તિકાદિ [લગ્નાદિ] કર્મોમાં ગોત્રોચાર સાથે 'શ્રી કોટયર્કની સ્થાપના' અને જય પણ શ્રી કોટયર્કનો બોલીએ છીએ, અને તે ઇષ્ટ-દેવ ખડાયતાના કહેવાય છે. શ્રી કોટયર્ક પ્રભુના ઉત્સવો દર વરસે કાર્તિક સુદ બારસના રોજ કરીએ છીએ. લાગા ભેટ પણ ઉઘરાવીએ છીએ. ઉપરાંત તેમની સેવામાં ધન-મન-તન અર્પણ કરીએ છીએ. આ આપણો વર્તમાન કાલનો ધાર્મિક વિવેક છે.

જો કે વર્તમાન સંપ્રદાય પુષ્ટિ છે છતાં પોતાના ઇષ્ટદેવનું સ્મરણ ભૂલી ગયા નથી, અને તે ભૂલી ન જવાય અને પરંપરા રહે તે માટે સંસ્કારમાં તેમનું નામ યુક્ત કર્યું છે. કોટયર્ક સંપ્રદાય અને પુષ્ટિ સંપ્રદાયના પુરસ્કર્તા ભિન્ન ભિન્ન છે તેમજ તત્વ સિદ્ધાંત પણ ભિન્ન છે. તો આપણો, પુષ્ટિ સંપ્રદાયમાં દિક્ષા લેવા પૂર્વે શ્રી કોટયર્ક સંપ્રદાય કયા નિયમ પર રચાયો ? હિંદમાં ખડાત સિવાય બીજે ઠેકાણે છે કે નહિ ? તેમજ હિંદમાં ચાલતા અનેક ભિન્ન ભિન્ન સંપ્રદાયો સાથે તેનો મેળ બેસતો આવે છે કે કેમ ? અને ફેર હોય તો શું શું ફેર મહત્વનો છે એ આપણને પ્રશ્ન પ્રાપ્ત થાય છે, એટલે જે જે સંપ્રદાયો મુખ્ય મુખ્ય છે તે જોયા વિના શ્રી કોટયર્ક સંપ્રદાય કયારે થયો એ વગેરે આપણને મળી શકે નહિ; માટે આપણે પણ વર્તમાન કાળ પૂર્વેના સંપ્રદાયો તરફ દૃષ્ટિ નાખવી જોઇએ.

મુખ્ય ચાર સંપ્રદાય છે. ૧ કેવલાદ્વૈત સંપ્રદાય–શ્રી શંકરાચાર્ય પ્રણિત–બ્રહ્મવિદ્યા દર્શક છે. ૨ વિશિષ્ટાદ્વૈત સંપ્રદાય–શ્રી રામાનુજાચાર્ય પ્રણિત–ભક્તિ પ્રધાન અને રામચંદ્ર પ્રભુ ઉપાસ્ય છે. સંપ્રદાયનું નામ મર્યાદા છે. ૩ દ્વૈતાદ્વૈત સંમ્પ્રદાય–શ્રી માધવ પ્રણિત–ભક્તિ–નીતિ અને નૃસિંહ પ્રભુ ઉપાસ્ય છે. ૪ શુદ્ધાદ્વૈત સમ્પ્રદાય–શ્રી વલ્લભાચાર્ય પ્રણિત, કેવળ ભક્તિ–શ્રી કૃષ્ણ પ્રભુ ઉપાસ્ય અને સંમ્પ્રદાયનું નામ પુષ્ટિ છે. ૫ સ્વામિનારાયણ–શ્રી સેહેજાનંદ સ્વામી પ્રણિત, ભક્તિ અને શ્રી વિષ્ણુ–લક્ષ્મી ઉપાસ્ય છે. ૬ નિમાનંદી, ઉપાસ્ય વામન અવતાર છે. લાલજી મહારાજનું નામ લેઈ

ભજન પૂજન કરે છે. આ છેલ્લા બે વિશિષ્ટાદ્વૈતના ભાગ છે. આ ૭ સમ્પ્રદાય પૈકી કોઇપણ સંપ્રદાય સાથે કોટયર્ક પ્રભુનું નામ અગર ઉપાસનાનો સિદ્ધાંત જણાતો નથી.

પંથો જોઇએ તો દાદુ, મેરાજ, નાનક, કબીર, નાથ, માર્ગિ, ફકીરી, જોગી, જંગમ, ભેરવ, શક્તિ, ભૌતિક, ચાર્વાક, બૌદ્ધ, જૈન, કાપિલ, સાંખ્ય, વામમાર્ગ, ઉદાસી, સતનામી પ્રણામી, અવધૂત, લિંગાયત, વૈરાગી, ફ્રીમેશન, આર્યસમાજ, બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ, તાર્કિક, કાપાલિક, રેદાસમત, દત્તાત્રય. આવા અનેક પંથો હાલમાં પણ અસ્તિત્વ ધરાવે છે. તેમાંના કોઇ પણ સાથે આપણા ઇષ્ટ શ્રી કોટયર્કનું મળતાપણું જણાતું નથી તેમ આખા ભરતખંડમાં ખડાત સિવાય બીજે કોઈ ઠેકાણે શ્રી કોટયર્ક પ્રભુ બિરાજતા હોય તેમ માલુમ પડતુ નથી. આથી સિદ્ધ થાય છે કે આ એક સ્વતંત્ર સમ્પ્રદાય છે. એટલે પ્રથમ જૂનામાં જૂના સમ્પ્રદાયમાં શંકરાચાર્ય સ્થાપિત કેવલાદ્વૈત પછી અને રામાનુજ સંપ્રદાય પૂર્વે આપણો સમ્પ્રદાય સ્થાપન થયો હોય તેવું અનુમાન જાય છે. શ્રી શંકરાચાર્યે બૌધ મત હિંદમાંથી હાંકી કાઢયો અને પુનઃ વેદ ધર્મની સ્થાપના કરી તે પછી આપણો સંપ્રદાય પ્રકટયો હોય તે માનવા જોગ છે. પણ આપણા સમ્પ્રદાયના સિદ્ધાંત અને શ્રી શંકરાચાર્યના તત્વ સિદ્ધાતમાં ફેર છે. જ્ઞાન કર્મ સમુચ્ચયવાળો શ્રી નારાયણ પ્રભુએ કહેલો ભક્તિ પ્રધાન માર્ગ તે આપણો સમ્પ્રદાય છે, અને તે જોતાં ઋષિ પ્રણિત વેદ કાળથી ચાલતો આવેલો શ્રી કૃષ્ણ પ્રભુએ ગીતામાં કહેલો અને મહાભારતના શાન્તિ પર્વના મોક્ષાર્ધમાં શ્રીનરનારાયણે કહેલો "ભાગવત ધર્મ"

આપણને પ્રતિપાદ્ય છે એમ શ્રી કોટયર્ક અને તત્સબંધે આપણાં કર્તવ્ય ઉત્સવો અને કીર્તન, પૂજન વિધાન, મહાત્મ્ય, આદિથી ખાતરી થાય છે, એટલે શ્રુતિ સ્મૃત્યાદિથી નિષ્કામ કર્મ કરતાં કરતાં ભક્તિ વડે શ્રી ઇષ્ટ કોટયર્ક પ્રભુના સારૂપ્યને–સોલોકયને પામવું–એ આપણો નારાયણી સુક્તમાં વર્ણવેલો શ્રી કોટયર્ક પ્રભુનો ગુણાનુવાદ જેમાં આબેહુબ–શ્રી કોટયર્કની સ્થાપના અને તેના મહાત્મ્ય પ્રમાણે મળતો આવે છે તેજ આપણો મુખ્ય સંપ્રદાય છે. પછી તેમાં કાલાન્તરે પરિવર્તન થયું હોય તો તે અપવાદ તરીકે ના કહી શકાય નહિં. પણ મુખ્ય સિદ્ધાંતનો તત્વ નિરૂપણ પ્રેમ લક્ષણા ભક્તિ અને નિષ્કામ કર્મ એ બેનો ચોક્કસ મેળ શ્રી કોટયર્ક પ્રભુના ચરણમાંજ વિરમે છે તે ભૂલવું નહિં જોઇએ. શ્રી કોટયર્ક પ્રભુના એક મોટા ઉત્સવ તરીકે કાર્તિક સુદ ૧૨ ના રોજ આપણે જે ઉત્સવ કરીએ છીએ તેનો નિર્ણય કોટયર્ક પ્રભુની સ્થાપના વખતે મહત્વનો હોવાથી અને તેનો અને શ્રી કોટર્યકનો શો સબંધ, તે આગળ પ્રસંગમાં જણાવીશું. હવે શ્રી કોટયર્ક પ્રભુ બિરાજે છે તે ખડાત ગામ તરફ પ્રયાણ કરીએ.

## ખડાત ભૂમિ

"ખડાત" કોઇ પ્રદેશ–ગામ–નગર કે શહેરની જગા જણાતી નથી. પાછળથી શહેર કહેવાયું હોય તેની ના નથી. પણ ખડાત ગામ વસ્તિ માટે મળ્યું નહોતું અને તે શેહેર–નગર–ગામ માટે પણ ખડાત નામ પાડવામાં આવ્યું નથી, એવું તેના શબ્દાર્થથી સિદ્ધ થાય છે.

**खट** એટલે દર્ભ-શરકટ ઘાસ **आत—आयत—आयतनं** જે કાંઇ કહો તે સ્થાન વાચક છે. એટલે "શરકટ ઘાસની ભૂમિ" જ્યાં ઘાસ ઉગે છે-બીજું કાંઇ ન થાય તેને આપણે "બીડ" કહીએ છીએ તેવી "શરકટ ઘાસની ભૂમિ" અને આવી ભૂમિ ઉપર જો યજ્ઞ થયો હોય-દેવસ્થાન હોય-તો તેને **खडायतन** એની મેળેજ પ્રાપ્ત થાય છે. જેવાં કે **देवायतन, मठायतन** વગેરે-એટલે આપણું ખડાત પ્રથમતઃ શરકટ ઘાસની ભૂમિ રૂપ હતું.

આ શરકટ ઘાસની ભૂમિની સીમાન-પ્રાચીન કાળથી ખડાત નામ મળ્યા સુધીમાં ક્યાં ક્યાં સુધી હતી અને તેને શું શુ નામોથી બોલાવતા તે જોઇ લઇએ.

મહાભારત વખતમાં પુલસ્ત્ય ઋષિ-ભીષ્મ પિતામહ પ્રત્યે ભરતખંડના તીર્થોનું વર્ણન કરે છે. તેમાં પ્રથમ પુષ્કરરાજનું વર્ણન કરી, એક બે બીજા તીર્થોનું વર્ણન કર્યા પછી કોટિતીર્થનું અને ભદ્રવટ તીર્થનું વર્ણન કરે છે, અને ત્યાં સ્નાન કરવાથી અશ્વમેધ યજ્ઞ કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે એમ જણાવ્યું છે (મહા. વ. અ. ૮૨). ત્યારબાદ તરતજ નર્મદા નામની નદી પ્રત્યે જવાનું કહે છે. આ હકીકતમાં કોટિતીર્થ અને ભદ્રવટ તીર્થ-એક પછી એક અનુક્રમે વર્ણવેલાં છે; એટલે પુષ્કરથી નર્મદા જવાના રસ્તા ઉપરનાં છે એમ નક્કી થાય છે. આવું વર્ણન જોતાં આપણું કોટિતીર્થ-કોટયર્ક તીર્થ કેમ ન હોય ? અને વળી ભદ્રવટ તીર્થનું પણ સાથેજ વર્ણન રહેલું છે એટલે તો કોટિતીર્થ અને હાલનું વડનગર તે પણ જોડ મળી રહે છે. એથી

નિઃસંદેહ છે. વળી રાજસૂય યજ્ઞ વખતે શ્રી નિકુલ પશ્ચિમ દિશા જીતવાને નિકળ્યા છે, તે પ્રથમ મારવાડમાં ઉતર્યાનું વર્ણન છે અને એવું જણાવ્યું છે કે "કાર્તિક સ્વામિ"ને પ્રિય એવા રોહિત (લાલ રેતી પથરા વગેરે વાળી જમીનનો પ્રદેશ) પર્વતમાંના શૈરિષિક-મરૂ અને મહેત્થ (મ્હેરવાડા) દેશ કે જ્યાં ઘણું ધાન્ય પાકે છે તે દેશ પ્રથમ જીત્યા (મહા૦ સભા૦ અ. ૩૨) શૈરિષક એવા નટ લોકો-મરૂ એટલે મારવાડી અને તેની દક્ષિણે આવેલો મહેત્થ કે જે અરવલ્લી ડુંગરોમાંની કોઇ હારમાંનો પ્રદેશ છે, "આ મહેત્થ દેશ અને કાર્તિક સ્વામિને પ્રિય" એવું વર્ણન આવવાથી કોટિ તીર્થનોજ પ્રદેશ એવું તત્વરૂપ નિરૂપણ એની મેળેજ થઈ જાય છે. કેમકે કોટિતીર્થ તેજ ખડાત અને ખડાત શબ્દ "ષડાનન" શબ્દમાં અંતરભૂત રહેલો છે, **षडानन** એટલે કાર્તિકસ્વામિ. રા. ભોગીલાલ ગાંધીએ મહાકાવિ-મહિકાવતી-જે નગર જણાવ્યું છે તેજ મહેત્થની રાજધાનીનું શહેર હોય એમ અનુમાન થાય છે અને કાળાન્તરે મહિકાવતીની "મહુડી" પણ થઈ જાય તે સંભવિત છે, કેમકે આ સ્થળો તદ્દન ખડાતની સીમાંતમાં અગર નજીક આવેલાં છે. સાભ્રમતિનું નામ પૂર્વે સંસ્કૃત વાઙ્મય ગ્રંથોમાં ચંદનવતી **[द्वापरे चंदनवती कलौ साभ्रमती शुभा]** ચંદ્રાવતી કહેતા હતા. અને રા. ગાંધીનું બતાવેલું ચંદ્રાવતી તે સાભ્રમતિને કાંઠે હોય તે યથાર્થ જણાય છે. એમ કોટિતીર્થ, ભદ્રવટતીર્થ, મહિકાવતી, ચંદનાવતી એ સ્થળો પૂર્વકાળમાં અસ્તિત્વમાં હોય-હતાં તે ઐતિહાસિક દૃષ્ટિથી પ્રાપ્ત થાય છે. એટલે

હવે આ ચારે તીર્થસ્થાનો મહેત્થ નામથીજ આપણે આગળ ઉપર જોતા જવાનું છે.

આ મહેત્થ દેશની ઉત્તરે મારવાડ છે, ત્યાં વસ્તિ ઓછી અને વરસાદની તંગીને લીધે પાક પણ ઓછો થાય છે, પશ્ચિમે અરવલ્લીના ડુંગરોમાં રહેતા ભીલોનું વસ્તિસ્થાન છે તે હાલના અમદાવાદની ભદ્રકાળી માતા સુધી ઉજ્જડ જંગલો હતાં અને તે માતાને મનુષ્યનો ભોગ આપતા હતા તેવું ઇતિહાસથી જણાય છે. દક્ષિણે નર્મદા નદી–લાટ દેશ છે, પણ રસ્તામાં ઘણાં જંગલો હોવાથી રસ્તો વિકટ હતો. તે વખતે વડોદરાથી લાટ દેશ શરૂ થતો હતો. એટલે મહેત્થ વાસીઓનો વ્યવહાર તે સાથે થઇ શકે તેમ નહોતું. હવે પૂર્વમાં માળવાનો પશ્ચિમ ઉત્તર પ્રદેશ આવેલો છે. તે કોટિતીર્થના પૂર્વ ભાગમાં મહિ નદીના પ્રદેશથી શરૂ થાય છે. તે માળવાના પશ્ચિમ ઉત્તર ભાગ સાથે–આપણા મહેત્થનો વહેવાર ચાલતો–તે તેની ફળદ્રૂપતા–વિદ્યાનું સ્થાન–સમૃદ્ધ દેશ જોતાં જણાય છે. માળવાનું ઉજ્જન નગર મહાભારત કાળ વખતે આખા ભરતખંડમાં વિશ્વવિદ્યાલય માટે પ્રસિદ્ધ હતું. આપણા શ્રી કૃષ્ણ પ્રભુ પણ સુદામા ભક્ત સાથે ઉજ્જનમા ગુરૂને ઘેર રહી ભણ્યા હતા તેવું ભાગવતથી જણાય છે. મહાભારત કાળથી તે વિક્રમ અગર ભોજ રાજા સુધી માળવ દેશ વિદ્યાનું સ્થાન બીજી કાશી રૂપે હતું તે આપણને ઇતિહાસથી માલમ પડે છે. સૂર્ય સિદ્ધાંતકારે પણ ખગોલ વિષયક જ્ઞાનની શાળા ઉજ્જનમાં રાખી હતી. વરાહમિહિર જ્યોતિષ પારંગત શાસ્ત્રીઓ પણ (ચીનીઓની માફક) નલિકાયંત્રો વડે ગ્રહતારાઓની ચાલ નક્કી કરી

હતી. તે વરાહ મિહિર જ્યોતિષ ગ્રંથથી માલમ પડે છે. અર્થાત રાજા પ્રજા સર્વ વિક્રમ-ભોજ સુધી ઘણી ઉત્તમ વિદ્યા-આબાદિ અને લક્ષ્મી વડે અતિ સમૃદ્ધ હતા, વરસાદ જોઇતો થતો હોવાથી તેની ફલદ્રૂપતા શ્રેષ્ટ (કાચું સોનું) કહેવાતી. હાલ પણ માળવામાં દુષ્કાળ પડવો ક્વચિતજ સંભવે છે એટલે ખડાતની ઉત્તર પશ્ચિમ દક્ષિણ કરતાં પૂર્વમાં માલવ દેશ સાથે વહેવાર હોય તે સંભવિત છે.

આવી રીતે આપણો મહેત્થ દેશ તેનું રક્ષણ કરનાર કોઇ પણ રાજા હોવો જોઇએ. રક્ષણ કરનાર વગર મહિકાવતી-ચંદનાવતી-કોટિતીર્થ-ભદ્રવટતીર્થમાં આવતા જતા જાત્રાળુઓનું રક્ષણ પણ થવું મુશ્કેલ હતું. માટે ગામ-નગર કે શેહેર હોય પણ તેનો રક્ષક તો જોઇએ; પછી તે ગમે તે જાતનો હોય. આખા મહેત્થ દેશનો રાજા મહીકાવતી અગર ચંદનાવતી ભદ્રવટ તીર્થમાં રાજધાની કરી રહેતો હોવો જોઇએ એમ કહેવુંજ પડે. આ કહેતાંની સાથે રા. ભોગીલાલ ગાંધીના શોધનમાં મળી આવેલા રૂદ્રદામાના સિક્કા તુરતજ નજર આગળ ખડા થાય છે. સિક્કા ઉપરથીજ રૂદ્રદામા નામનો રાજા હતો તે એની મેળે પ્રાપ્ત થાય છે. એટલે ખડાત ભૂમિ પણ તેના તાબાની હતી એ નિર્વિવાદ છે. આ રાજાનું નામ રૂદ્રદામા હો કે પછી કોઇ સાંકેતિક અર્થને જણાવનારૂં રહસ્ય હોય તે વાત હાલ બાજુ પર રહી, પણ રાજા તો રૂદ્રદામા નામ ધારણ કરનારજ હતો; વળી આ રાજા ઘણો ધર્મિષ્ટ હતો તે તેના દાનીપણાના ગુણના વર્ણનથી સાબીત થાય છે. તેણે ધર્મારણ્યમાં ઘણી ગાયો બ્રાહ્મણોને આપી; આ ધર્મારણ્ય તે હાલનું મોઢેરા-મંગ-

ધનુ ગીરી વ્રજ–મહાભારતનું ધર્મારણ્ય–જ્યાં અક્ષય વડ બ્રહ્મસર–વિષ્ણુપદ અને ફલ્ગુ નદી છે તેજ ધર્મારણ્ય મહાભારતમાં કહેલું છે. અનેક ઋષિઓને તપ કરવાનું સ્થાન છે. આ ધર્મારણ્ય પાસે વિશ્વામિત્ર ઋષિનું ચંપાનગર કૌશિકિ નદી ઉપર આવેલું છે. વશિષ્ટ–જમદગ્નિ અને જનક રાજ ઋષિનું જનકપુર હાલના દરભંગા પાસે અને નેપાલની સરહદ આ સર્વ એક બીજાની સીમાંતમાં આવેલાં છે. આ ધર્મારણ્યમાં જવાનો માર્ગ મહેત્ય દેશથી સુગમ રસ્તો પૂર્વ તરફ માલવાના પશ્ચિમ ઉત્તરભાગમાંથી થઇ બિહાર–મગધમાં જવાય છે. તે દેશમાં જાત્રા કરવા ગયેલો રૂદ્રદામા ધર્મિષ્ટ અને તેના નામ પરથી તે શિવ વિષ્ણુનો પરમ ભક્ત હતો એવું સૂચન થવાનું ચિહ્ન હોવાથી તે બ્રાહ્મણોના સમાગમને પામે એ સંભવતું છે, અને બ્રાહ્મણોનો સમાગમ તે–સમાગમીના પાપને નાશ કરવા રૂપ અને અભ્યુદયને આપનાર હોવાથી–બ્રાહ્મણોને સેવે એ સહજ ધર્મિષ્ટાનું લક્ષણ છે. અર્થાત્ રૂદ્રદામાના કલ્યાણ અર્થેજ બ્રાહ્મણો પોતાની સાથે સ્વાગત કરે તે યુક્ત છે. આ વાત કરતાં તરત આપણું કોટયર્ક મહાત્મ્ય યાદ આવે છે. તેમાં, " એક વખત મહાદેવજીએ યજ્ઞ કર્યો હતો અને જે બ્રાહ્મણોએ યજ્ઞ કરાવ્યો હતો તે બ્રાહ્મણોને ખડાયતા નામ આપી ખડાત નામની નગરી વિશ્વકર્મા પાસે બંધાવી તેમને રહેવાનું સ્થાન કરી આપ્યું અને તેમની સેવા માટે વૈશ્યોને સોંપ્યા." આ વાતનો જો મેળ બેસતો હોય તો આપણા સિક્કાવાળા રૂદ્રદામા સાથેજ આ ઐક્ય મળે છે. રૂદ્રદામા નામનો રાજા હતો તે ખરૂં, પણ તે રૂદ્રદામાને પાછળથી મહાદેવનું નામ મળે તે સ્વાભાવિક છે

અને આવાં નામો ઘણા ધર્મિષ્ટ રાજાઓને મનુષ્યાવતારી છતાં મળ્યાં છે. રામચંદ્ર–કૃષ્ણ ઇત્યાદિ નામો ક્ષત્રિકુળના રાજાઓ છતાં તેઓને ઈશ્વર તરીકે માનવામાં આવ્યા છે. લૌકિકમાં પણ હાલ શ્રી. ગાંધીજીને વૈશ્ય છતાં "મહાત્મા" નું નામ મળ્યું છે અને કેટલેક ઠેકાણે તો શ્રીકૃષ્ણ સ્વરૂપની સરખાઇમાં "મહાત્મા"નાં ચિત્રો પ્રકટ થયેલાં છે અને આગળ ઉપર શું એ નામ મળશે એ કાંઇ કહી શકાય નહિં. એટલે રૂદ્રદામા તેજ પદ્મપુરાણમાંના મહાદેવ સમજવામાં વાંધો આવતો નથી. રૂદ્રદામા જેવા ધર્મિષ્ટ રાજા યજ્ઞ કરે અને તેમાં બ્રાહ્મણો ભાગ લે–યજન કરાવે તે વાસ્તવિક હોય અને પોતાની પ્રજાના અગ્રેસરોનું આવવું પણ અર્થવત્ હોય તે સ્વાભાવિક છે. દ્રવ્ય વગર યજ્ઞ થઇ શકે નહિં અને દ્રવ્ય પ્રજાવર્ગ પાસેથી મળ્યા વગર યજ્ઞ થાય નહિં. અર્થાત્ તે રાજાના યજ્ઞ વખતે મુખ્યત્વે કરી બીજા રાજાઓ–પ્રજાઓ–ધનાઢયો–નજરાણું લેઈ આવવા જોઇએ. જેથી આવા યજ્ઞ પ્રસંગના મેળાવડામાં એક બીજાનું જોડાણ સહેજમાં થઇ જાય છે. આ સમાગમ વખતે આવેલા બ્રાહ્મણોએ જે જગ્યાએ યજ્ઞની વેદિ ( કુંડ સ્થળી ) બનાવી તે જગ્યાનું નામ "ખડાતભૂમિ" કહેવાયું અને ખડાતભૂમિ ઉપર દેવસ્થાન થવાથી **खडायतन** તેને નામ મળ્યું. એ અર્થવત ગ્રાહ્ય થાય છે. કેમકે બ્રાહ્મણોએ યજ્ઞ કરવા સારૂ જે ભૂમિનું ઉપસ્થાન કર્યું તે ભૂમિ ઉપર શરકટ ઘાસ ઉગેલું હતું અને તે જગ્યા ઉપરના શરકટ ઘાસને કાઢી તે સ્થળે વેદી કરી અને જ્યાં વેદિ કરી તે સ્થળ ઉપર પ્રથમનું નામ કાયમ રહેવા માટે તેને "ખડાતભૂમિ" તરીકેનું અર્થવત્

નામ આપ્યું અને બ્રાહ્મણોએ રૂદ્રદામાને યજ્ઞ કરાવ્યો.

## રૂદ્રદામા જેવો મહાભારતમાં વર્ણવેલો એક રાજા

મહાભારતના ઇતિહાસથી જણાય છે કે પૂર્વે એક "પરિચર વસુ" નામનો રાજા હતો, તે નારાયણપ્રભુનો ભક્ત હતો. ધર્મવાળો અને પિતાનું સાવધાન રહી સેવન કરતો હતો. તે પંચરાત્ર શાસ્ત્રમાં કહેલા વિધિ વડે વિષ્ણુનુ પૂજન કરતો હતો. રાજ્ય, વાહન, દારા, પુત્ર એ સર્વ પ્રભુનું જ છે એમ ચિંતવન કરતો યજ્ઞાદિ કર્મ કરતો હતો.

આ વિધિ સપ્ત ઋષિઓથી તેને મળી હતી. પંચરાત્ર શાસ્ત્ર સપ્ત ઋષિઓએ ઉપદેશેલું છે. સપ્ત ઋષિઓએ ક્ષીર સાગરમાં પોઢેલા પ્રભૂ નારાયણનું સ્તવન કરેલું છે અને અને તેજ સંપ્રદાય સપ્ત ઋષિઓએ બાંધેલો છે. આ રાજાએ એક મોટો યજ્ઞ કર્યો તેમાં બૃહસ્પતિ હોતા—એકત—દ્વિત—ત્રિત પ્રજાપતિના પુત્રો સદસ્ય હતા. ધનુષ્ય—રૈભ્ય—અર્વાવસુ પરાવસુ, મેધાતિથિ—તાંડય—શાન્તિ—વેદશિરા—કપિલ—શાળીહોત્રનો પિતા આદ્ય—કઠ—કણ્વ—દેવહોત્ર આવા સોળ રૂત્વિજ હતા. તેમાં પશુવધ થયો નહોતો. યજ્ઞમાં સાક્ષાત નારાયણ પ્રભૂએ દર્શન આપ્યું હતું. આવો ભગવદ ભક્ત તેને એક વખતે દેવો અને ઋષિઓના સંવાદમાં નિર્ણય કરવાનો ભાર માથે આવ્યો. દેવનો પક્ષ "યજ્ઞ" બકરાથી કરવો અને ઋષિઓનો પક્ષ ધાન્યથી યજ્ઞ કરવો એવો સવાલ હતો. બંને પક્ષના સંવાદમાં નિર્ણય કરવા દેવ પક્ષમાં તે રાજા તણાઈ જઇ બકરાથી યજ્ઞ કરવો એવો નિર્ણય કરવા લાગ્યો, કે તરતજ ઋષિઓએ શાપ આપી પૃથ્વી તળમાં પાડયો. (મહા૦ શાંતિ૦

અ૦ ૧૬૧) પૃથ્વીમાં પડયા પછી પણ ભગવત્સ્મરણ વિસ્મરણ થયું નહિ. નારાયણના નામજપથી પ્રાણો તે તરી ગયો કહ્યો છે. આપણી વાત સાથે સંબંધ ધરાવનાર આજ રાજા (પરિચર વસુ) તે પૃથ્વી તળમાં થયેલો રૂદ્રદામા હતો. પરિચર જેવો તે શિવ–વિષ્ણુ ભક્ત હતો. જેણે ઇશ્વરનાં નામથી પ્રબોધન રાખ્યું. સપ્ત રૂષિઓ તે હાલના ખડાયતા ગોરોના સાત ગોત્રવાળા રૂષિઓ હતા એમ મળતું આવે છે. સમ્પ્રદાય પણ પરિચર વસુનો અને સપ્ત રૂષિઓનો નારાયણી સૂક્તમાંનો ભાગવત ધર્મ હતો. હાલ પણ ખડાયતા ગોરોનો તે જ સંપ્રદાય છે. આ રૂદ્રદામાના યજ્ઞ વખતે અઢાર બ્રાહ્મણો હતા. પૂર્વે પરિચરના યજ્ઞ વખતે પણ અઢાર રૂષિઓ હતા. આપણા "શાલીગશા" શાલિહોત્રના પિતા અધ હતા, ત્યારે રૂદ્રદામાના યજ્ઞમાં શાળીહોત્ર રૂષિ હતા. કોટયર્ક મહાત્મ્યમાં પણ યજ્ઞ વખતે અઢાર બ્રાહ્મણો હતા અને દરેકને બબ્બે વૈશ્ય આપ્યા તેવું વર્ણન પણ મહાભારતના ઇતિહાસથી સાબીત થાય છે. રૂદ્રદામા–હનમાન આ શબ્દો નારાયણી સૂક્તમાંના પંચરાત્રમાં કહેલાં વિધાનો છે. અને આ વિધાનો આપણા સમ્પ્રદાયના નિયમ અને વૈષ્ણવ શાસ્ત્ર જણાવનાર ચિહ્ન છે.

આ રૂદ્રદામા તે ખરૂ રાજાનું નામ નથી. પણ તેની ભક્તિનું પ્રતિપાદન કરનારૂં ઇષ્ટ ઉપાસ્યનું નામ છે અને વિશેષમાં આ રાજાનું નામ–રૂદ્રદામા કયા વખતમાં થયો હતો તે બતાવનારૂં સાંકેતિક ચિહ્ન રૂપે છે. રૂદ્ર એટલે અગીઆર અને દામા એટલે ૯: અર્થાત् दस्यते एवेन्द्राणि

**मनसासह यः सदामा** પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન–એ છની સંખ્યાત્મક "દામા"નો અર્થ છે. **हनमान** તેમાં **हन्** "હણવું–જવું" અને "માન" એટલે પ્રથમપદને બીજા સ્થાને અને બીજાને પ્રથમ સ્થાને ઉલટાવીએ તે માનનો વાચક થાય છે અને સંખ્યા ૬૧૧ ની થાય છે. અર્થાત્ સંવત્સર ૬૧૧ માં રૂદ્રદામા નામક રાજા હતો આ વખતે ઉત્તર ગુજરાતમાં વિક્રમાર્ક ચાલતો હતો એવું પ્રાપ્ત થાય છે. આ વખતે માળવામાં વિક્રમના વંશનો કોઇ રાજા હોવો જોઇએ. હાલના શોધકો તો વિક્રમની વાત છઠ્ઠા સૈકામાં બતાવે છે, પણ શાસ્ત્રથી તે ભિન્ન મતિ છે. વેદકાલિન ચાલતા પંચાંગથી ઇ. સ. પૂર્વે ૫૬ વરસપર વિક્રમ થયો છે, એ નિશ્ચય છે, એ આપણે જ્યોતિષથી નક્કી કરવાનું છે. સંવત્સર ૬૧૧ માં અનેક વિદ્વાનો, કવિઓ જેનાં કાવ્યો–નાટકો–આખ્યાન ગ્રંથો પરથી હાલના શોધકોએ તે સર્વનો કાલ પણ પાંચમા સૈકાથી તે આઠમા સૈકા સુધી ગણ્યો છે, અને જે ઉજ્જન રાજ્યના રત્ન રૂપ કવિઓ ગણાયા છે, તે ભારવી–ભાસ–બાણ–મયૂર ભવભૂતિ મલ્લિનાથ વગેરે તેજ કાલિન હોય એટલે વિક્રમાર્કથી છસો અગીઆર સુધીમાં નામો આપવાની રૂઢી એકજ હતી એમ જણાય છે. હાલ જેવાં સિંહ "સેન" કે "પાલ" કાંઇ જોવામાં આવતા નથી; એટલે નામ સાદસ્યતા તેજ કાળની સંસ્કૃતિ રૂઢી પરની છે. રૂદ્રદામા નામ સંસ્કૃત કાળનું છે. રૂદ્રદામાની પૂર્વે વિક્રમ રાજાના વખતમાં પણ મહાદેવ, માતા, ભૈરવ, વૈતાળાદિની મૂર્તિઓનું સ્થાપન થયેલું હતું. તેમ મહાભારત ઇતિહાસથી પણ મહાદેવ,



વિષ્ણુના અનેક ગુણાનુવાદ, મૂર્તિઓનાં સ્થાપન, તીર્થોમાં મૂર્તિઓ, વગેરેથી પણ આપણે સર્વે પ્રથમથીજ મૂર્તિ પૂજક હતા એ નિર્વિવાદ છે. તેમ યજ્ઞ યાગાદિ પણ નિરંતર ચાલુ હતાં. પાછળથી બૌદ્ધ જૈન ધર્મથી થયેલા યજ્ઞ પરિહાસથી જણાય છે એટલે યજ્ઞો અને ધર્મો પણ ઋષિ પ્રણિત જ્ઞાન કર્મ સાથે ચાલુજ રહેતાં તે ધર્મ ગ્રંથોથીજ જણાય છે.

આ ઉપરના વ્યાખ્યાનથી નક્કી થયું કે સંવત્ ૬૧૧ માં રૂદ્રદામાએ કોટિ નામના તીર્થની જગ્યામાં એક મોટો યજ્ઞ કર્યો હતો. તે જગ્યાએ તે, શરકટઘાસની ભૂમિ હતી, તે જગ્યાએ યજ્ઞ વેદિ કરી યજ્ઞનો આરંભ કર્યો હતો તેથી તે જગ્યાને ખડાત નામ મળ્યું હતું. યજ્ઞ કરવાની વિધિ, ગીતા, મહાભારતમાં વર્ણવેલી રીત મુજબ નિષ્કામ ભક્તિપરાયણ હતી. શાસ્ત્રમાં પ્રતિપાદ્ય થયેલું છે કે જે બ્રાહ્મણાદિને અશ્વમેધ યજ્ઞમાં અધિકાર નથી અને તેના વિષે ઈચ્છા થઈ છે અગર ફળની ઇચ્છા છે અશ્વમેધના યજ્ઞના જ્ઞાનરૂપ ઉપાસનાથી યજ્ઞ કરી ફળ પ્રાપ્ત કરવું. તેવાએ અશ્વમેધથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, તેથી અશ્વમેધ યજ્ઞ સર્વ કર્મમાં શ્રેષ્ટ છે. અશ્વમેધ યજ્ઞમાં પશુ હિંસા છે, પણ જેને હિંસા કરવી નથી તેને, ઔષધિ ધાન્યાદિથી યજ્ઞ કરી શકાય છે, અશ્વમેધ યજ્ઞ નારાયણ ઉપાસ્ય દેવતું અશ્વરૂપ અંગ કલ્પવુ તે ઉપનિષદ્ અને નારાયણી ભાગવત સત્રોમાં મુખ્ય મુદ્દો છે. આ મુદ્દાને અનુસરી કોટિ તીર્થમાં આવેલાં જનકાદિ ઋષિઓએ યજ્ઞભૂમિ—ખડાત ભૂમિ, સ્વચ્છ કરાવી યજ્ઞનો સમારંભ કરવા માંડયો.



## યજ્ઞકર્મ વિધિ

યજ્ઞ કર્મમાં અનેક વિધિ હોય છે. દ્રવ્ય, સંભાર, પાત્રો, મંડપ વિધિ–કુંડ, બેઠક–મંત્ર પદ્ધતિ–વગેરે અને બ્રાહ્મણોમાં આચાર્ય, બ્રહ્મા, અધ્વર્યુ, ઉદ્દગાતા, પ્રસ્તોતા, પ્રતિહર્તા, આગ્નિધ્ર, આચ્છાવક, પોતા, ઉન્નેતા, મિત્રાવરૂણ, પ્રતિપ્રસ્થાતા બ્રાહ્મણાચ્છંસી, નેષ્ટા, ગ્રાવસ્તોતા, સુબ્રહ્મન્ય; આવા સોલ રૂત્વિજો હોય છે. યજ્ઞની વચમાં વેદિ કરે છે તેને ફરતો મંડપ બાંધે છે, અને તેને ચાર દ્વાર રાખે છે. તેની અંદર ઉત્તર વેદિ યુપ—હવિર્ધાન—ઉપસદ—માર્જાલિયા—સદ—પ્રેક્ષકને બેસવાની જગ્યા એ વગેરે સ્થળ રાખવાં પડે છે. મહાવેદિની બહાર ચાત્વળ, સાંમિત્રશાળા, અવધ્યગોહ, વગેરે ભાગ કાઢી નાના નાના માર્ગ રાખવામાં આવે છે તેને સંચાર કહે છે. મહા વેદિની પશ્ચિમમાં યજ્ઞનો અગ્નિકુંડ, યજમાન, યજમાન પત્ની, અને તેનાં આસનો, બ્રહ્માનું આસન, મૂખ્ય આચાર્યનું સ્થાન એ વગેરેની જગ્યા રાખવી પડે છે.

દર્ભ, બર્હિ, ધૃષ્ણિ, સ્તૃચ, ચમસ, ગ્રાવાણ, સ્ત્રસ્વ, ઉપરવ, દ્રોણ, કળશ, વાયવ્ય કળશ, પૂતભૃત, ગ્રહ, સ્વધિતિ, દંડ વગેરે પાત્રો રાખે છે. પ્રથમ દિવસ દિક્ષણિયા, પ્રાયણિયા, આતિથ્ય, ધર્મ, અગ્નિષોમિયા, પાશુ, સ્તુત્યા, પ્રાતસવન, મધ્યાન્હસવન, તૃતીયસવન, સોમપાન, અવભૃથ, વરૂણેષ્ટિ વગેરે સાત દિવસ સુધીમાં કરવું પડે છે. આમાં આચાર્યનું કામ જમીન માપવી, વેદિ બાંધવી, યજ્ઞપાત્ર તૈયાર કરવાં એ છે અને અધ્વર્યુની મદદમાં આચ્છાવાક (વોહોરા) પણ રહે છે. તેમને પાણી ભરી લાવવું, લાકડાં



લાવવાં, પશુ પ્રોક્ષણ કરવું, પશુવધ કરવો એ કામ હોય છે અને વખતે વેદમંત્રોનું ગાન પણ કરવું પડે છે. પ્રસ્તોતા, ૠગ્વેદ, હોતા યજુર્વેદ, ઉદ્દગાતા સામવેદ ભણવાનું કામ કરે છે. આચાર્ય કર્મનો આદેશ કરે છે. બ્રહ્મા તટસ્થ રહી સર્વ કર્મમાં ભૂલ થવા ન પામે તેનું પરીક્ષણ કરે છે, સદસ્યો, યજ્ઞ સભામાં પ્રશ્નાનુવાદ કરે છે. અશ્વમેધ યજ્ઞમાં ૨૬૦ પશુનો વધ થાય છે. વાજપેય યજ્ઞમાં ૨૭ પશુનો વધ થાય છે. તેમ છતાં આ યજ્ઞો ઔષધિઓથી પણ થાય છે અશ્વમેધ, રાજસૂય, સર્વમેધ, વિશ્વજિત, સત્ર, પુત્રેષ્ટિ, પર્જન્યેષ્ટિ, આ યજ્ઞો વસંત ૠતુમાં કરવા કહેલું છે. અતિ રાજ્યાદિ યજ્ઞો અને સામ સંસ્થાના શરદ ૠતુમા કરવા કહેલા છે. આ સર્વ યજ્ઞો શ્રૌત યજ્ઞો કહેવાય છે. નિત્ય ઘરમાં કરવાના અગ્નિહોત્રાદિ યજ્ઞો પણ શ્રૌત અને સ્માર્ત બંને રીતના છે. વૈશ્વદેવને "મહાયજ્ઞ કહે છે. અને તે હમેશાં ઘરમાં થતી રસોઇના ભોજન કાળમાં અગ્નિ દેવોને તથા આતિથ્ય કરવા રૂપનું પૂજન કરી ભોજન કરવાથી મહાયજ્ઞના કર્તાને પવિત્ર કરે છે.

ઉપર પ્રમાણે યજ્ઞ પ્રારંભમાં પ્રથમ ગણપતિનું પૂજન સ્વસ્તિ વાચન માતૃજા (ગોત્રજા) પૂજન નાંદિશ્રાદ્ધ, ગૃહાદિ સ્થાપન, પ્રાધાન્ય દેવતાનું પીઠ સ્થાપન વિગેરે પૂજન થાય છે અને વેદિનું પૂજન કરી તેમાં અગ્નિ પ્રદિપ્ત કરવા મંત્રોનું ગાન થાય છે.

આ યજ્ઞ કરાવનાર બ્રાહ્મણો ખડાયતા નામ મળ્યા પૂર્વે સપ્ત ૠષિઓના વંશમાંના છે. તેમની અટકો, દવે, મહેતા

વોહોરા, ત્રિવેદી વગેરે હજુ પણ લખાય છે. આ ઋષિઓ રુદ્રદામાના યજ્ઞ વખતે પોત પોતાના વેદનું કામ કરવા વર્યા છે, તેમની સાથે વૈશ્યના ઋષિઓ પણ સામેલ થઇ એકંદર અઢારની સંખ્યા થઇ છે. વૈશ્યના શાળીહોત્ર પણ અઢારમાં સમાવેશિ છે. શ્રી ગાંધી–વોહોરા અટક વૈશ્ય કામમાં જોઇ તેનો અર્થ "વ્યવહારીયા" કરે છે પણ ગાંધીને બ્રાહ્મણોને "વોહોરા અટક છે" તેની ખબર નહિ; નહિ તો તે પણ આવો અર્થ કરત નહિં. જો એકલા વૈશ્યમાં વોહોરા અટક હોત તો "વ્યવહારિયા" કહેવું યુક્ત થાત, પરંતુ બ્રાહ્મણો માટે વ્યવહારિયા યુક્તિસર પણ થઇ શકે તેમ નથી. વોરા શબ્દમાં आहृवृ ધાતુ છે. તેને વિભક્તિ લાગતાં आहृवारका! શબ્દ થાય છે. એટલે अन्नमपहर्तार आहवारका; भव-न्ति श्राद्धे सिध्धे। યજ્ઞમાં હવિ દ્રવ્ય હોમાયા પછી રહેલા અન્નને પોતાના માટે લેઇ જનારા તે–( હાલમાં મુખીઆજી જળગરા જેમ રાજભાગ થઇ રહ્યા પછી મંદિરોમાંથી પત્રા-ળિઓ લઇ જાય છે તેમ) અથવા वह प्रापणे वहति इति वोढा અથવા વોહોરા ( सेरास्तुरार् ) લેઇ જનારા પાસે લાવનારા અથવા ભોગવવું તે વોહોરાનો અર્થ છે–અને आहवारकः શબ્દ થયો તેમાં પણ आह શબ્દનો લોપ થતાં वोहरा બોલાય છે. આ वोरा લોકો યજ્ઞમાં અધ્વ-ર્યુના કામમાં મદદ કરનારા છે. ગાનમાં છંદો, માત્રામેળ શિક્ષા, વગેરેમાં સ્વરિત, ઉદાત્ત અનુદાત્ત ઉચ્ચારમાં ધ્યાન આપનારા તે वोरा શબ્દનો અર્થ છે અને વ્યાકરણના

સ્વરની વ્યુહ રચના કરનારા હોવાથી પણ તેમને વ્યુહ ધાતુ લેઈ, वोरा બોલે છે. આવી અટકો બ્રાહ્મણાદિ ચાતુર્વર્ણ્યના કર્મવિભાગ થયા પૂર્વેની છે. વોહરા અટકો હાલમાં પણ આપણા ખડાયતા ગોરોમાં નડીઆદ ઉમરેઠ વગેરે ગામોમાં પ્રચલિત છે જ અને કર્મવિભાગ પડયા પછી તેની તે અટકો અદ્યાપિ સુધી પણ વ્યક્તિગત રહેલી છે, તે રહેલી છે. સર્વ ઉપરોક્ત કથન, ખડાતભૂમિથી માંડી અટકના અર્થ કરવા સુધી જે કરવામાં આવ્યું છે તે ખડાત, રૂદ્રદામા, સંવત્સર વગેરેના સમર્થન માટે લખવામાં આવ્યું છે. જે પદ્મપુરાણ મહાભારતના વ્યાખ્યાનથી મલતું છે.

## કોટયર્ક પ્રાગટય

આપણે પ્રથમથી આપણા વર્તમાન સંપ્રદાય અને તેની પૂર્વે થયેલા તમામ સમ્પ્રદાયો જોતા આવ્યા કે ખડાત ગામ સિવાય કોઈપણ ઠેકાણે કોટયર્ક નામની કોઈ મૂર્તિ છે નહિં, અને ખડાતમાં આવેલી છે, તો ખડાત એટલે શું? તે પણ તેના અક્ષરાભિધાનથી આપણે જોઈ ગયા કે ખડાત ફક્ત યજ્ઞ ભુમિ પરથી નામ અપાએલું છે, અને તે ખડાત, જે સ્થલ પર યજ્ઞ થયો હતો તે સ્થલને આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે કોટિ નામનું તીર્થ કહેતા હતા—એટલે કોટિ નામ જગ્યાનું ઠરે છે. મહાભારતકારે આ જગ્યાનું નામ કોટિતીર્થ કહેલું છે, એટલુંજ નહિં પણ સંવત્ ૧૧૭૪ માં જૈનાચાર્યોએ ખડાતમાં પ્રવેશ કર્યો છે તે વખતે પણ ખડાતભૂમિને કોટિતીર્થ કહેતા હતા તે તેમની વંશાવળી-

માંથી મળી આવે છે. (જૈન વંશાવળી જૈન પ્રકરણમાં મૂકી છે) અને વર્તમાન કાળમાં પણ હજુ આપણે કોટિ શબ્દ પ્રભૂના નામ સાથે જોડી બોલીએ છીએ.

કોટયર્કમાં બે પદ છે. એક "કોટિ" અને બીજું "અર્ક". કોટિ એ જગ્યાનું નામ છે અને અર્ક એટલે "હિરણ્યગર્ભ" તે પુરાણોના ક્ષીરસાગરમાં પોઢેલા નારાયણ–પ્રભૂ છે. હિરણ્યગર્ભ–(ઉપનિષદ નામ છે) વેદાંતમાં "પૂર્ણપુરુશોત્તમ" કહે છે. અર્ક નો અર્થ ઉપર પ્રમાણેનો વિદ્વાનોએ ગ્રહણ કર્યો છે,

આપણને મળેલા સિક્કાવાળા રુદ્રદામા કે જેની ઓળખ થવા માટે પાછળ ઘણો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે રુદ્રદામા—કોટયર્ક મહાત્મ્યનો રુદ્ર—મહાદેવ છે. અને તેણે યજ્ઞ કર્યો હતો તેવું તેમાં પ્રતિપાદન કરેલું છે. તેની સાથે ખડાતનો જો સંબંધ કરીએ તો હાલના ખડાત—મહુડીની જગ્યા ઉપર તેણે કરેલો છે એ સિદ્ધ છે. એટલે "ખડાતભૂમિ ઉપર રૂદ્રદામા યજ્ઞ કરતા હતા" એમ નિષ્પન્ન થાય છે. સિક્કા ખડાત ભૂમિમાંથી મળી આવ્યા છે તેથી ખડાત સાથે રૂદ્રદામાનો સંબંધ અચુક ઠરે છે, તેથી યજ્ઞ કરવામાં પ્રવર્ત થયેલો રુદ્રદામા–બ્રાહ્મણોને યજ્ઞ વેદિમાં અગ્નિ પ્રગટ કરાવવા પ્રાર્થના કરે છે, જેથી બ્રાહ્મણો ઉપનિષદના અશ્વમેધ યજ્ઞના "અગ્નિ પ્રકટ કરવાના" મંત્રો બોલે છે.

नै वेह किञ्चनाग्र आसीन्मृत्युनै वेदमावृत मासीद शनायया ऽ हि मृत्युस्तन्मनो ऽकुरुता

ऽऽत्मन्वी स्याम इति । सो ऽर्चन्नचरत् तस्या र्चत आपो ऽजायन्तार्चते वै मे कमभूदिति । तदेवार्कस्यार्कत्वं कं ह वा अस्मै भवति य एवमेतदर्कस्या र्कत्वंवेद ॥ बृ. ब्रा. २ अ. १ मं. १

"સૃષ્ટિ પૂર્વે કાંઇજ નહોતું. મૃત્યુ વડે આ સર્વ જગત આચ્છાદિત હતું. ક્ષુધા તે જ મૃત્યુ છે. તેણે પોતે અંતઃકરણ વાળો થાઉં એમ વિચાર કર્યો. તે વિચારથીજ જળ ઉપજ્યું. પોતાના માટે જળ ઉપજ્યું એમ માની પોતે અર્ચન કરતા હવા. પૂજન કરનાર અથવા જળ ઉપજાવનાર દેવનું નામ "અર્ક" છે, તે જ અર્કનું અર્કપણું છે. જે એવી રીતે અર્કના અર્કપણાને જાણે છે તેને સુખ (નિત્ય સુખ) મળે છે."

आपो वा अर्कस्तद्यदपां शर आसीत्तत्स महन्यत । सा पृथिव्य भवत्तस्यामश्राम्यतस्य श्रान्तस्य तपतस्य तेजो रसोनिरवर्ततााग्निः ॥ बृ. ब्रा. २ अ. १ मं. २

"ઉત્પન્ન થએલા જળમાં પ્રસિદ્ધ અર્ક છે. જળમાં જે તર હતી તે અર્કના તેજથી એકત્ર થઇ પૃથ્વી થઇ. પૃથ્વીને ઉત્પન્ન કરવાથી હિરણ્યગર્ભ શ્રમયુક્ત થયા તે શ્રમ પામેલાથી તેજોરૂપ જે સાર (વિરાટ) અગ્નિ ઉત્પન્ન થયા.

અર્કનો અર્થ "હિરણ્યગર્ભ" થાય છે. જે વખતે કાંઇ નહોતું–સૂર્ય ચંદ્રાદિ નહોતા તે પૂર્વે પ્રથમ "હિરણ્યગર્ભ હતા," એવું વેદવચન ઉપરથી જોવામાં આવે છે.

આ "હિરણ્યગર્ભ" તે મહાભારત નારાયણી સત્રમાં

વર્ણવેલા જળમાં પોઢેલા નારાયણ પ્રભૂ છે અને આજ દેવ કૈટભ, મધુ દૈત્યને મારનાર છે.

યજ્ઞમાં બ્રાહ્મણો ઉપરોક્ત મંત્રોના ગાનથી અગ્નિ પ્રકટ કરે છે, અને યજ્ઞની ક્રિયા શરૂ થાય છે. તેમાં અશ્વમેધની સ્તુતિ કરે છે અને આ બ્રહ્માંડની રચનાનો પ્રકાર જણાવે છે. જેનો ભાવાર્થ આ પ્રમાણે છે—

"મારૂં આ શરીર પવિત્ર થાય અને શરીર વડે શરીરવાળો થાઉં એમ ઇચ્છતા હવા. જે શરીર મારાથી સોઝી ગયું તેથી અશ્વ થયો, તે મારા પ્રવેશથી પવિત્ર થયું તેથી અશ્વમેધનું અશ્વમેધપણુ છે. અશ્વમેધનો લાભ જે આવી રીતે જાણે છે, તે આ પ્રસિદ્ધ અશ્વમેધને ઉપાસે છે. હિરણ્યગર્ભે અશ્વમેધની ઇચ્છા કરી. પોતાના શરીરને યજ્ઞ સબંધી પશૂ કલ્પી તેને બંધન નહિ કરીને ચિંતવતા હવા, તે અશ્વને વર્ષ પછી પોતાને માટે વધ કરતા હવા અને દેવોને આપતા હવા. (આ પ્રમાણે કરવાથી યજ્ઞમાં પશૂનો વધ કરાય છે) આ પ્રસિદ્ધ અશ્વમેધ—આ સૂર્ય-રૂપ બની પ્રકાશે છે. તેનું વર્ષ શરીર છે. અને પૃથ્વી લોકમાં જે અગ્નિ છે તે અર્ક છે. તેના અગ્નિ અને સૂર્યના ભૂરાદિ લોકો શરીરના અવયવો છે. તે આ યજ્ઞના ફળરૂપ અશ્વમેધ પણ દેવતા રૂપ થાય છે. જે આ પ્રમાણે અશ્વમેધ ઉપાસે છે તે હિરણ્યગર્ભજ થાય છે. એટલે તેને મૃત્યુ પરાભવ કરતું નથી—મૃત્યુજ આત્મરૂપ થાય છે. અગ્નિ સૂર્યાદિ દેવોથી તે ઉપાસક અભિન્ન થઇ જાય છે"

આ ઉપાસના અશ્વમેધ યજ્ઞની છે.

અર્કનો અર્થ સૂર્ય નહિં પણ અર્ક એટલે જલમાં રહેલા હિરણ્યગર્ભ પ્રભુ-સુત્રાત્મા—**अर्क अर्चनीय पूजनीयमूर्त्तिः स्वरूपं यस्य स अर्कः** આ અર્થ અશ્વમેધ યજ્ઞમાં આપેલી શ્રુતિથી જોવામાં આવે છે. હવે અર્કને પુરાણ કર્તા મહાભારતકાર નારાયણ શબ્દ રૂપ અર્થ કરે છે **नारा आपो यदस्यायनं तेन नारायणः स्मृतः** જળમાં જેનુ શયન છે તે નારાયણ. અર્ક અથવા નારાયણ કે જેણે મધૂ નામના દૈત્યને માર્યો અને પ્રલય વખતે સમુદ્રમાં શેષશૈયા કરી પોઢેલા અને કાર્તિક સુદ ૧૧ને દિવસે જાગ્યા તેથી કાર્તિક સુદ ૧૧નું નામ **प्रबोधनी** પડ્યુ. તે અર્ક-નારાયણે અશ્વનું શરીર ધારણ કર્યું અને યજ્ઞના પશુની કલ્પના કરી. ( મધૂ કૈટભ ) એક વર્ષ પછી તે યજ્ઞ પશુ (મધુ કૈટભ ) ને વધ કરતા હવા (ભા૦ સ્કંદ૦ ૫ અ૦ ૧૮ શ્લો. ૬ હયગ્રીવ અવતાર ) અથવા બ્રહ્માની પ્રાર્થનાથી જાગી—હયગ્રીવ સ્વરૂપ ધારણ કરી—અશ્વરૂપ ધારણ કરનારા મધૂ કૈટભને માર્યા ( મહા૦ શાંતિ૦ નારાયણી૦ અ. ૧૭૧

**" શ્રી ભગવાને મધુને માર્યો તે શ્રુતિ કહે છે "**

**इदं वै तन्मधू दध्यङ्ङा थर्वणो ऽश्विभ्यामुवाच । तदेतदृषिः पश्यन्नवोचत् । तद्वां नरा सनयेदं स उग्रमाविष्कृणोमि तन्यतुर्न वृष्टिम । दध्यङ् ह यन्मध्वाथर्वणो वामश्वस्य शीर्ष्णो प्र यदीमुवाचेति ॥**

**बृ॰ वा॰ ५ अ॰ २ मं॰ १६**

"આજ તે મધૂ (કાર્ય રૂપ) છે. જેને અથર્વણ ગોત્રના દધિચિ રૂષિ–અશ્વરૂપ નરાકાર વાળા પ્રતિ કહેતા હતા. તે આ કર્મ રૂષિ દેખતાં છતાં બોલતા હતા—હે! નરાકારવાળા! તમે પ્રાકૃત મનુષ્યની પેઠે લાભ માટે જે ક્રૂર કર્મ એકાંતમાં કર્યું તે તમારા ઉગ્ર કર્મને હું પર્જન્યની પેઠે પ્રકટ કરૂં છું. (અથર્વણ ગોત્રવાળા દધ્યં જે મધુ અશ્વના મસ્તક વડે તમને કહેતા હતા ને જે તમે સાંભળતા હતા તે પ્રકટ કરૂં છું.)

इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्या मुवाच।

* * * *

आथर्वणा याश्विना दधीचेऽश्वं शिरः प्रत्यैरयत्। सवां मधु प्रवोच हैता यन्त्वाष्ट्रं यद्दस्रावपि कक्ष्यं वामिति॥ बृ. बा. ५ अ. २ मं. १७

આજ તે મધુ–જેને અથર્વણ ગોત્રવાળા દધ્યંગ નરાકારવાળા પ્રત્યે કહેતા હવા. હે નરાકારવાળા! દધ્યંગને માટે અશ્વનું મસ્તક શિરચ્છેદ કરી પ્રાપ્ત કરતા હતા, તમે મધુ અશ્વના શિરના છેદન રૂપ ઉગ્ર કર્મ કર્યું તે સત્યનું પાલન કરવાને ઇચ્છતા તમને અર્ક સંબંધી જે મધુ તેને કહેતા હવા. હે શત્રુઓની હિંસા કરનારા, તમને જે ગુપ્ત હતું તે કહ્યું."

આ મધુ તેજ મધુ કૈટભ–પુરાણભાષામાં વર્ણન થયેલું છે. મધુ કૈટભના શિરચ્છેદન રૂપ કર્મ શ્રુતિજ કહે છે. તેમ મહાભારત પણ કહે છે અને દરેક પુરાણમાં ભગવાનના હયગ્રીવ અવતાર રૂપ ઉગ્ર કર્મ (મધુ કૈટભને મારવા રૂપ)

નું વ્યાખ્યાન કરે છે અને આપણા ખડાયતાના કરેલા કોટયર્ક મહાત્મ્યમાં પણ આજ વર્ણન છે. તેજ આપણા અર્ક ભગવાન–યજ્ઞ નારાયણ–અશ્વમેધના પ્રભુ–અને કોટયર્ક તથા પુરાણોના હયગ્રીવ–ક્ષીર સાગરમાં પોઢેલા–વિષ્ણુનું જ વર્ણન છે.

મહાભારતના શાન્તિપર્વ ઉત્તરાર્ધના ૧૫૭ થી ૧૭૫ સુધીના અઢાર અધ્યાયમાં, જે વેદ શ્રુતિએ ભગવાનના ચારિત્રનું વર્ણન કર્યું છે તેજ વર્ણનનો મહાભારતમાં, વાર્તારૂપમાં આ અઢારે અધ્યાયમાં સમાવેશ થએલો છે.

અર્ક એટલે સૂર્ય નથી, તેમ ચુડુઆણુના ઇષ્ટદેવ પણ નથી. તેતો કેવળ સ્વતંત્ર વેદશ્રુતિએ વર્ણવેલા કોટિ તીર્થમાં થએલા યજ્ઞના નારાયણ પ્રભૂને યજ્ઞમાંથી ઉત્પન્ન (પ્રકટ) થએલા તે જળમાં પોઢેલા તે, એક નારાયણ રૂપ અર્ક પ્રતિપાદિત થાય છે. અર્ક પ્રભૂ પ્રકટયા પછી ભક્તોની કામના પૂર્ણ કરવા તેમના ભક્તોએ તે મૂર્તિનું ખડાત ભૂમિમાં સ્થાપન કર્યું છે. તે આપણા કોટયર્ક પ્રભૂ છે, આ પ્રભૂને ભજનાર ભક્તોની કેવી ગતિ છે તે વિષે શ્રુતિ કહે છે. જેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

"જળમાં રહેલા દૃષ્ટા–અદ્વૈત, સ્વયંપ્રકાશ, આ પરમાત્મા છે. હે સાર્વ ભોમ રાજા! આ જ, પરમાત્માની પરમા ગતિ છે; આનો ઉત્કૃષ્ટ સ્વયંજ્યોતિ સ્વભાવ છે. આનો નિરતિશય આનંદ છે. આ પરમાત્માનાજ આનંદનો લેશ, તે અન્ય ભૂતો (પ્રાણીઓ) ઉપભોગ કરે છે એવું યાજ્ઞવલ્કય ઋષિ કહેતા હવા.

અર્થાત્ જે કાંઇ છે તે સર્વ પરમાત્માનું જ છે, અગર પરમાત્મા સ્વરૂપ છે, તેને ભજનારાઓ, તેની પરમ ગતિનેજ પામે છે.

આ પ્રમાણે યજ્ઞ થતામાં પ્રભૂનું પ્રાકટ્ય થયુ અને વેદ, ઉપનિષદ, ભારતના પ્રમાણ મુજબ કોટયર્ક પ્રભૂની સ્થાપના થઈ અને સંપ્રદાય પણ વેદ પ્રમાણથી બંધાયો એટલે કોટયર્ક પ્રભૂના પૂજનમાં વિધાન વેદોકત ઠરેલું છે. પ્રતિષ્ટા પણ વેદોક્ત વિધાનથી કરવામાં આવેલી છે પુષ્ટિ સમ્પ્રદાય પ્રમાણે નહિં. પુષ્ટિ સંપ્રદાય જો કે ભાગવત ધર્મ છે. તેવોજ આપણો નારાયણી સૂત્રમાં કહેલો ધર્મ તે પણ ભાગવત ધર્મ છે. ફેર ફક્ત કેવલ ભકિત, પુષ્ટિ માર્ગમાં છે. જ્યારે આપણને નિષ્કામ સાથે ભકિતની જોડ મેળવી આપી છે, અને આ જોડવિધિ ભાગવત પુરાણના અગીઆરમા સ્કંધમાં પૂરેપૂરી વર્ણવેલી છે; એટલે ભાગવત પુરાણમાં કહેલા વિધિનો આપણે અંગીકાર કરી તે પ્રમાણે ધર્મ સંપ્રદાયનું સેવન કરવાનું છે.

યજ્ઞ થયાની વિશેપ ખાત્રી માટે ભૂસ્તર વિદ્યા પ્રમાણે એમ પણ જણાવવામાં આવે છે કે છપ્પનભોગ વખતે સડકો સુધરાવતાં યજ્ઞવેદિ, પાત્રો ચીણધાન્ય કાંસાનાં પાત્રો વગેરે નીકળ્યું હતું, કોઠીઓ, માટલાં પણ નીકળ્યાં હતા, ઇંટો પણ નીકળી હતી. પણ કાંસાપાત્ર ધાન્ય વગેરે માટી રૂપ થઇ ગયેલું માલમ પડવાથી નાખી દેવામાં આવ્યું એટલે યજ્ઞ થયાની સાબીતી તો થઇ જાય છે, પણ તે કયા કાળમાં, તેનો ભૂસ્તર વિજ્ઞાનથી નિકાલ થવો જોઇએ; પણ તે વાત અધૂરી રહેવા પામી છે. કેટલા ફુટ ઉંડાણમાં આ ચીજો મળી આવી હતી,

એટલું જો જણાવ્યું હોત તો અમો ભૂસ્તર પ્રમાણથી કાળનો નિર્ણય કરી આપત; વળી કાળનો નિર્ણય બીજી રીતે ખગોલ જ્યોતિષથી પણ થાય છે તેથી આપણા અર્થને બાધ આવશે નહિં. ખગોલ જ્યોતિષ એક નેત્ર રૂપ છે. કોઇ પણ વસ્તુના દેશકાળનો નિર્ણય કરવો હોય અને બીજું કાંઇ સાધન ન હોય તો નહિં ભૂસાય એવું જ્યોતિષ ગણિત શાસ્ત્ર છે, અને ખગોળના તારાઓ છે. આ ખગોલ જ્યોતિષથી જ આપણા પ્રાચીનમાં પ્રાચીન વેદનો કાળ નિર્ણય કરવામાં આવ્યો છે. લો. મા. ટિળકે ખગોળ જ્યોતિષથી યુગનાં પણ પ્રમાણો નક્કી કરી આપ્યાં છે અને તેથી કરી પ્રત્યક્ષ કરી આપનાર ઐતિહાસિક દષ્ટિ જો કહેવામાં આવે તો જગત્માં ખગોલ જ્યોતિષ સિવાય બીજી કોઈ ઐતિહાસિક દષ્ટિ કહેવાતી નથી. લખેલાં પુસ્તકો ચીથરાં થઇ જાય, ઉધાઇ ખાઇ જાય અને નાશ પણ પામી જાય પણ ખગોલ જ્યોતિષના તારકો મહાપ્રલય સુધી તો પોતાની ચાલમાં કાયમ દર્શન આપતા રહેવાના એ સ્મરણમાં રહેવું જોઇએ. ઘણા પ્રાચીન ગ્રંથોનો નાશ થઇ ગયો છે. હાલમાં ફક્ત મહાભારત, રામાયણ વેદ સંહિતા–ઉપનિષદો, પાણીની સૂત્રો, યોગાદિ શાસ્ત્રો ઉપલબ્ધ છે. તથાપિ સર્વાંશે દરેકની જરૂરીઆત પૂરી પાડે તેવાં પુસ્તકો હાલ અસ્તિત્વમાં નથી અને તેથી કરી પૂર્વજ્ઞાનનો લોપ થયો છે. અંગ્રેજી રાજ્ય કરનાર અંગ્રેજો ઉપર હિંદના આર્ય પુરૂષો મોહપાસમાં ફસાયાથી જેટલું અંગ્રેજ–યુરોપીઅનનું કહેલું હોય તેજ સત્ય એમ માનવામાં વધારે મજબૂત રહે છે! પણ ગમે તેવો પરદેશી વિદ્વાન હોય તો

પણ હિંદના જ્ઞાનથી તો અણુવાકેફ રહેવાનોજ; અને તેમનું અધૂરૂ જ્ઞાન છે એમ લો. મા. ટિળક મહારાજે પોતાના "ઓરાયન" નામના ગ્રંથમાં જણાવી તેમનું અધૂરાપણું દેખાડી આપ્યું છે. આપણા વિદ્વાન આર્યોએ તો આપણા ગ્રંથોને પૂરેપુરા વાંચવા જોઇએ. વિચારમાં ઉતારવા જોઇએ અને પછી તેના વિષે ન્યાય બાંધવો જોઇએ. વગર વિચારે સહસા નિર્ણય કરી દેવાથી પ્રતિષ્ઠા બંધાતી નથી પણ ઉલટું હાસ્યપાત્ર થવાય છે. ખગોળ જ્યોતિષથી આપણે જે નિર્ણય કરવાનો છે તે નીચે પ્રમાણે ગણતરીથી તેનો સંવત્સર કાઢવા માટે છે.

આપણી પાસે શ્રી કોટયર્ક સંબંધમાં એકજ વાત બાકી રહી છે, તે એ કે શ્રી કોટયર્કનો ઉત્સવ દરવર્ષે કારતક સુદ ૧૨ ના રોજ કેમ કરીએ છીએ ?

ભરતખંડના નાના મોટા બધા સંપ્રદાયોમાં કાર્તિક સુદ ૧ થી નવું વર્ષ બેસતાં અન્નકુટ ભરે છે અને બેઠકોમાં સુદ ૯ ના રોજ અન્નકુટ ભરે છે. આ રીવાજ દરેક સંપ્રદાયમાં એકજ રીતનો જોવામાં આવે છે, કોઇ ઠેકાણે કોઇ અનિવાર્ય સંજોગોને લઇ કોઇક વખત બીજા અન્ય દિવસોમાં અન્નકુટ ભરે તે તો જુદીજ વાત; પણ નિયમ તો બેસતા વર્ષે અને સુદ ૯ ના દિવસે, આ બે તિથિઓજ અન્નકુટ માટે પ્રશસ્ત છે; પણ બારસ નહિં. ત્યારે આપણને બારસના દિવસેજ અન્નકુટ ભરવાની શી જરુર? આ વાતનો કોઇએ હજુ ખુલાસો કર્યો નથી. કાર્તિક સુદ ૧૨ ની સાથે આપણા પ્રભૂનો સાચો સબંધ છે, આ સંબંધથી વેદ, ભારત, ઉપનિષદમાં કહેલું વૃત્તાંત શ્રી કોટયર્ક સાથે

માન્યતા ધરાવે છે અને કાળનો પણ નિશ્ચય થઇ જાય છે. જે લેખકે ખડાયતામિત્રના ૧૯૮૦ ના ફાલ્ગુનના અંકમાં સૂર્ય સંબંધી જે હકીકત લખી અને વચમાં સાત દિવસો સમાપ્રની ગાડી જોડી બતાવી તે તો દહાં ભણાવવા જેવું લાગે છે. જ્યોતિષનો નિયમ છે કે મહિનાઓનાં નામ નક્ષત્ર પરથી પડયાં છે અને તે વળી " નિત્ય " છે. દાખલો લેઇએ કે માર્ગશીર્ષની પુનમે મૃગશીર્ષ નક્ષત્ર આવવુંજ જોઇએ, તોજ માગશીર્ષ મહિનો કહેવાય. તે જ પ્રમાણે દરેક મહિનો તેની પુનમના દિવસે જે નક્ષત્ર આવે તેજ નામથી મહિનો બોલાય છે. આપણો ઉત્સવ બારસના દિવસે આવે છે, અને તે બારસ કાર્તિક માસમાં આવે છે. કાર્તિકમાસ કૃતિકા નક્ષત્રપરથી બોલાય છે. એટલે તેની નિત્યતાને લીધે પુનમે પણ કૃતિકા નક્ષત્ર આવે છે જ. જો કાર્તિક સુદ ૧૫ ના રોજ કૃતિકા નક્ષત્ર હોય તો કૃતિકાથી પાછળ નક્ષત્ર સુદ ૧૨ સુધીનાં તપાસવાં પડે અને ચાર નક્ષત્ર પાછો જવું પડે! પાછા હઠતાં ચોથું નક્ષત્ર "રેવતિ" આવે એટલે બારસના રોજ રેવતી નક્ષત્ર હોવાથી બારસ અને રેવતિ નક્ષત્ર તેની જોડ બની રહી. આ પ્રમાણે જ્યોતિષ શાસ્ત્રથી નિશ્ચય છે, હવે જો બારસને રોજ રેવતિ છે તો અગીઆરસને રોજ ઉત્તરાભાદ્રપદમાં **પ્રબોધની** અગીઆરસ આવે છે. તે દિવસે પ્રબોધન શબ્દ શ્રી સૃષ્ટિ કાળે પ્રભૂ જાગે છે અથવા અષાડ સુદ ૧૧ એ પોઢેલા દેવ તે કાર્તિક સુદ ૧૧ (દેવ ઉઠી અગિઆરસે) જાગે છે. એમ તેનો ભાવ છે. "બારસને દિવસે મધૂ કૈટભને મારે છે." એવું પદ્મ પુરાણમાં હોવાથી, નિશ્ચય થાય છે. બારસ અને

રેવતિ નક્ષત્રમાં પ્રભૂની સ્થાપના થઇ છે. અર્ક શબ્દ રવિવાર પણ લેઇ શકાય છે. એટલે "કાર્તિક સુદ ૧૨ ને રવિવારે રેવતિ નક્ષત્રમાં શ્રી કોટયર્કની સ્થાપના." એમ કહેવાનો અર્થ છે.

આ રેવતિ નક્ષત્ર જ્યોતિષમાં મીન રાશિનું છે. મીન રાશિ જળચર છે. એટલે મીન (માછલું) સાથે જળનો સમુદ્રનો સંબંધ છે. સમુદ્ર સાથે શેષનાગ ઉપર પોઢેલા નારાયણનો સબંધ છે. આ નારાયણ તે આપણા અગિયારસે **પ્રબોધની** એ જાગ્યા અને મધુ કૈટભને મારનાર શ્રી કોટયર્ક પ્રભૂ છે. ઉપનિષદમાં કહેલા જળમાં રહેલા અર્ક અને મધુ અશ્વના શિરચ્છેદન કરનાર તે જ શ્રી કોટયર્ક પ્રભૂનું પ્રાકટય છે.

વરાહ મિહિર જ્યોતિષ ગ્રંથમાં વિક્રમ રાજાનો વખત ગણિતથી નક્કી કર્યો છે. તેમાં એવું બતાવ્યું છે કે અત્યારે રેવતિ નક્ષત્રના ચતુર્થ ચરણમાં વસંત સપાત્ થતો હતો એટલે રેવતિના છેલ્લા અને અશ્વનિના વચ્ચેના બિંદુમાં સૂર્યસંપાત હતો તે વખતે વિક્રમરાજાનો રાજ્યાભિષેક થયો હતો. આ વખતે નક્ષત્ર ગણના અશ્વનિ નક્ષત્રથી તે પૂર્વે શ્રી યુધિષ્ઠિર મહારાજાના વખતમાં કૃતિકામાં સૂર્યસપાત હતો, અને નક્ષત્રગણના કૃતિકાથી થતી હતી; તે બદલાઇ વિક્રમથી અશ્વિની નક્ષત્રથી નક્ષત્રગણના શરૂ થઇ. વર્તમાન કાલમાં વસંત સંપાત પૂર્વભાદ્રપદના ચોથા ચરણના બિંદુમાં થાય છે. વસંત સંપાત્ એટલે વસંત રૂતુની શરૂઆત. ઉત્તરમાં જતા સૂર્યના સમાન

રાત્રિ દિવસ તા. ૨૧ મી માર્ચના રોજ વિષુવવૃત્ત ઉપરનું છેદન બિંદુ તેને વસંત સંપાત્ કહે છે.

પૃથ્વીની ત્રણ પ્રકારની ગતિ છે, એક ગતિથી રાત્રી દિવસ, બીજી ગતિથી વર્ષમાન અને ત્રીજી ગતિથી દર વર્ષે ૫૦ વિકલા પાછી હઠી પોતાની ચાલમાં ન્યુનતા લાવે છે. આ બનાવનું કારણ ખગોલના તારકોને ફરવાની કક્ષામાં અભિજિત નક્ષત્ર આગળ કાટખુણુ પડે છે તેને લીધે ફરવાના વેગમાં કાટખુણુના સામા વેગના ધકકાથી ૫૦ વિકલા જેટલો ન્યુન વેગ ધારણ થઇ પાછા હઠી નિયમીત ચાલમાં જવું પડે છે. આ બનાવથી તેના એક અંશમાં પાછા હઠવામાં આપણાં બોતેર વર્ષ જાય છે. એક રાશિના અંશ ત્રીસ છે. દરેક નક્ષત્રના અંશ ૧૩–૨૦ નાં છે. સવા બે નક્ષત્ર થઇ એક રાશિમાન થાય છે.

ઉપરના હીસાબથી વિક્રમરાજાથી આજ સુધીમાં કેટલાં વર્ષો થઇ ગયાં તે જાણવા માટે થોડું અત્રે સ્પષ્ઠ કરીએઃ–

વિક્રમરાજાના વખતમાં રેવતિ નક્ષત્રના છેલ્લા અને અશ્વિનિના પૂર્વ બિંદુમાં વસંત સંપાત્ થતો હતો અને હાલ પૂર્વા ભાદ્રપદના ચોથા ચરણુના બિંદુમાં ૨—૩૦ અંશે વસંત સંપાત્ થાય છે તો વચમાં કેટલો વખત ગયો?

| | |
|---|---|
| રેવતિ છેલ્લો બિંદુ એટલે રેવતિ પુરૂં નક્ષત્ર અંશ | ૧૩–૨૦ |
| ઉત્તરા ભાદ્રપદ———પૂર્ણ નક્ષત્ર | ૧૩–૨૦ |
| પૂર્વાભાદ્રપદના ચોથા ચરણુના અંશ | ૩–૨૦ |
| | ૩૦–૦ |
| ઉપરના પૂર્વાભાદ્રપદના ચોથા ચરણુના અંશ આગળ | ૨—૩૦ |
| વસંત સંપાત્ છે તેથી તેટલા અંશ બાદ કરીએ તો | ૨૭–૩૦ |

અંશ વચમાં ગયા છે. એક અંશ જવા માટે આપણાં બોતેર વર્ષ જોઈએ. માટે બોતેરથી ગુણવા જોઇએ. અંશ ૨૭ – ૩૦ × ૭૨=૧૯૮૦ વર્ષો વિક્રમ રાજાના રાજ્યાભિષેકથી તે ચાલુ સંવત્ સુધીમાં ગયાં છે. હાલના વિદ્વાનો વિક્રમનો કાળ પાંચમા શતકમાં ઠરાવે છે માટે વિક્રમનો કાળ જ્યોતિષથી સાધ્યો છે અને તે આપણાં ચાલતાં પંચાંગ સાથે મળતો આવે છે. આની જ્યોતિષ રીતથી આપણો કોટયર્ક સ્થાપના કાળ લાવીએ.

શ્રી કોટયર્ક પ્રભૂ અગીઆરસે જાગ્યા અને બારસે મધૂ કૈટભને માર્યા તો બારસે કયા અંશમા મધૂ કૈટભનો નાશ થયો, તે જાણવું જોઇએ. ધર્મસિન્ધુમાં વ્રતનાં પારણાં કરવાના સબંધમા જોતાં પ્રબોધની વ્રતનો નિર્ણય એવો છે કે બારસે રેવતિ નક્ષત્રમાં પારણું કરવું નહિં. બારસે રેવતિ નક્ષત્ર હોય તે તો નિત્ય છે. તો રેવતિ ઉતરતાં વ્રતનું પારણુ કરવું બની શકે. જો બારસે પારણું ન કરવામાં આવે અને તેરસમાં કરવામા આવે તો વ્રત નિષ્ફળ થાય: ત્યારે બારસે તો પારણું કરવું પણ રેવતિ ઉતરતાં કરવું એવો વિધાન થાય છે. જો રેવતિ ઉતરતાં તેના છેલ્લા ચરણમાં હોય તો તે વખતે પારણું કરવું, એવો વિધિ છે, તો તે પૂર્વે રેવતિના પ્રથમ ચરણમાં મધુકૈટભ સાથે સંગ્રામ થાય, એટલે પ્રથમ ચરણના ૩–૨૦ અંશ જાય અને બીજા ચરણની શરૂઆતમાં મધુકૈટભ શ્રી વિષ્ણુ પાસેથી વરદાન મેળવે.

**आवां जहि न यत्रोर्वीसलिलेन परिप्लुता**

"જ્યાં જળ ન હોય ત્યાં અમને મારો" એવું ભગવાન પ્રત્યે બોલનારા મધુકૈટભને બીજા ચરણના બીજા અંશમાં

મારે—એટલે પ્રથમ ચરણના ૩—૨૦ અને બીજાના લગભગ દોઢ અંશ ૧-૩૦ એકંદર રેવતિના ૪—૫૦ અંશે મધુકૈટભને માર્યા એવું નિ:શંકતાથી ઠરે છે. આખા રેવતિના ૧૩-૨૦ અંશ છે તેમાંથી ૪—૫૦ અંશ જાય તો ૮-૩૦ અંશે—વિક્રમ કાળથી તે ખડાતમાં યજ્ઞકાળ સુધીમાં વચમાં ગયેલો કાળ સમજાય છે. એક અંશના બોતેર વર્ષ પ્રમાણથી ( અંશ ૮—૩૦ x ૭૨ = ૬૧૨ ) વિક્રમાર્ક ૬૧૨મા વરસે શ્રી કોટચર્કની સ્થાપના થઇ એમ પ્રાપ્ત થાય છે: ઉપરાંત ૬૧૨મા વરસમાં ખડાયતા નામ મળવાનો કાળ પણ મળી રહે છે. અર્થાત્ ખડાયતા શબ્દ સાંકેતિક છે અને તે નામ સાંકેતિક હોવાથી-કાળની નિશાની તરીકે તેની યોજના કરવામા પણ બીજા અર્થથી સાધી છે; જેનો અર્થ ભેદ હવે કરીશું:—

વસંત સંપાત્ સૂર્ય નક્ષત્ર વાચક છે પણ જ્યાં ચાન્દ્રમાન પ્રમાણે વર્ષ લખાતાં હોય ત્યાં સૂર્ય નક્ષત્રને બદલે ચાંદ્ર નક્ષત્ર લખવાનો વિધિ છે. મૃગશીર્ષ નક્ષત્રમાં એક વખત વસત સંપાત્ થતો હતો. આ કાળ ૠતુવાચક છે, મહિના વાચક નથી. મહિના ચાંદ્રનક્ષત્ર વાચક છે, તેથી ભગવત્ ગીતામાં વિભૂતિ વર્ણનમાં મહિનાઓની વિભૂતિમાં **मासानां मार्गशीर्षोहं** એવું ચાંદ્રમાન જણાવ્યું છે. મૃગશીર્ષનો સૂર્ય તો જ્યેષ્ટ માસમાં આવે; માર્ગશીર્ષ માસમાં ન જ આવે. માર્ગશીર્ષમાં પુનેમે મૃગશીર્ષ નક્ષત્ર રાત્રે હોય એટલે ચાંદ્રમાન લેવાય છે. આ રીતિ પૂર્વની છે. તે પ્રમાણે આપણે ત્યાં પણ રેવતિમાં સૂર્ય સંપાત થતો હતો, તેનો ચાંદ્રમાન

ચંદ્ર યુક્ત રાત્રિ લેઈ જ્યોતિષ પ્રમાણે અર્થ સાધ્યો છે; એટલે વિક્રમનાં કાળથી રેવતિ નક્ષત્રના પૂર્ણ બિંદુથી પાછા હઠી તેજ નક્ષત્રના ૮-૩૦ અંશ સુધી જઇ મુકામ કરીએ છીએ ત્યાંથી આપણા સંપ્રદાયની શરૂઆત છે, તે પ્રમાણે વર્ષ ૬૧૨ ની સાલ આવે છે.

રૂદ્રદામા હનુમાનના સાંકેતિક સંખ્યાત્મક અર્થથી પણ વર્ષ ૬૧૧ માં યજ્ઞ થયાનું ઉપલબ્ધ થાય છે. આ રૂદ્રદામાનું સાંકેતિક નામ આપનાર ખડાતના મહર્ષિઓ કે જેમની સમજ બુદ્ધિ-વૈભવ-અમાનુષિપણું વગેરે ભાવિ પ્રજાના સ્મરણમાં કાયમ નભી શકે અથવા આપેલા રૂઢ શબ્દોથી કોઇપણ વખત પોતાનું મૂળ અને કાળ જાણી શકે તેને માટે ગામને જ્ઞાતિને-રાજાને સાંકેતિક નામ આપવાની આશ્ચર્યજનક યોજના જોવામાં આવે છે.

ખડાયતા શબ્દમાં વ્યાકરણથી ત્રણ પદ પણ નીકળી શકે છે. **खट वा षड**; એ બન્ને અત્રે એક વાંચી પર્યાય છે. **खट-षड** નો અર્થ ૭ સંખ્યાત્મક છે, **आय** એટલે eleventh અગીઆરમું અને **ता** એટલે religious-merit "ધર્મની સ્થાપના" (see V. S. Apte); એટલે "૬૧૧ મા શતકમાં ધર્મની સ્થાપના"—જો આપણા ધર્મની સ્થાપના થઇ હોય તો ખડાયાતા શબ્દમાં જ શતક-કાળ નો ગૂઢ અર્થ રહેલો છે.

વળી **खट** અથવા **षड** એ "કાર્તિક સ્વામિ" નું નામ છે. મહાભારતમાં "કાર્તિક સ્વમિને પ્રિય એવો મહેત્થ દેશ" એવું આપણે ખડાતભૂમિ વર્ણનમાં જોઇ ગયા છીએ. **आय** એટલે અગીઆરમું અને **त** એટલે passing

જતાં, અર્થાત્ કાર્તિકસ્વામિ તે કૃતિકાના પુત્ર છે, અને કૃતિકાથી કાર્તિક માસ નામ મળ્યું છે. તેજ નિયમે કાર્તિક-સ્વામિ તે કાર્તિક માસ, आय તે કાર્તિક માસનો અગીઆરમો દિવસ અને त એટલે જતાં; અથાત્ કાર્તિક માસનો અગિઆરમો દિવસ જતાં; એટલે બારસના દિવસે કોટયર્ક પ્રભુની સ્થાપના-ઉત્સવની બારસ-અન્નકુટ બારસ-સ્વતંત્ર પ્રબોધની બારસ-આવો આપણા શ્રી કોટયર્કના સબંધમાં ખડાયતા શબ્દમાંથી જ અર્થ નીકળે છે. ખડાયતા નામ અને રૂદ્રદામા નામ આપનાર બ્રાહ્મણોની કેટલી બુદ્ધિ શક્તિ તે આશ્ચર્ય પમાડનાર છે. આવા સંકેત પૂર્વકાળમાં વિદ્વાનોની સભાઓમા, વિનોદમાં, લેખોમાં, લખાતા હતા, એવું પ્રાચીન ગ્રથો પરથી જણાય છે. ભોજ પ્રબંધમાં મલ્લીનાથ કવિની સમસ્યા છે. કોઇ બાલા પોતાના પતિને એક કરડીઓ મોકલતી હતી તે કરંડીઆ ઉપર સર્પ, મહાદેવ, હનમાન અને ચંપો એટલાં ચિત્રો કાઢયાં હતાં, પણ આપણા જેવી ખુલ્લી વાત લખવાનો રીવાજ ન હોતો. બીજું; એક પિતાએ પોતાના પુત્રો માટે ધન દાટી ચોપડામા નોંધ કરી હતી. બાપના મરણ પછી કેટલોક કાળ વીત્યાબાદ છોકરાઓએ ચોપડા જોયા તો મહાદેવના શિખરમાં ધન દાટેલું છે એમ વાંચવામા આવ્યુ. શિખર પાડી જોયું તો કાંઇ નિકળ્યું નહિં. છેવટ કોઇ શ્રેષ્ટ પુરૂષ પાસે જઇ તેનો ઉકેલ કરાવ્યો તો જે મહિનો, વાર, અને દિવસનો વખત ધન-દાટયાનો લખેલો તે દિવસ આવ્યો તે વખતે શિખરના પડતા પડછાયામાં ખોદતાં ધન મળી આવ્યું હતું; પણ શિખરમાં ન હોતું. શિખર તો ફક્ત સંકેત હતો.

મિસરના પીરામીડ ઉપર એક કાચબો ચિતરેલો છે અને કાચબાના મુખમાં સમડીનો આગલો એક પગ છે. આ બાબતનો પ્રશ્ન એક હાઇસ્કુલના પરશિયન શિક્ષકે થોડા વર્ષ ઉપર મને પૂછેલો, કે આ શું અર્થ જણાવે છે ? તેના જવાબમાં મેં જણાવ્યું કે તે જ્યોતિષનો સંકેત છે. જે કાળે કર્ક રાશિમા વસત સંપાત્ થતો હતો, તે રાશિના પ્રથમ નક્ષત્ર પુનર્વસુના છેલ્લા ચરણમાં વસંત સંપાત્ થવાનું તે ચિન્હ છે. કાચબો તે કર્ક રાશિ છે, સમડી તે સૂર્ય છે, પ્રથમ ચરણ તે આગલો સમડીનો પગ છે, એટલે પ્રથમ નક્ષત્ર સૂચન છે. હીસાબ ગણતાં આજથી તે પીરામીડના ચિન્હને લગભગ ૬૪૦૦ વર્ષ થવા જાય છે. પીરામીડનો દેશ તે મિસર કહેવાય છે. પૂર્વે એક વખત તે બાણાસુરની રાજ્યધાનીનુ શેહેર હતું. હું તો ધારૂંછું કે પીરામીડ બનાવનાર બાણાસુરના વંશમાંનો હોવો જોઇએ. બાણાસુર આજથી ૫૦૦૦ પાંચ-હજાર વર્ષ ઉપર થઇ ગયો. ઓખા અને અનિરૂદ્ધ માટે શ્રી ભગવાન કૃષ્ણને દ્વારકાથી મિસર વહાણમાં બેસી જવું પડયું હતુ. બાણાસુર શંકર ભક્ત હતો. મિસરમાં શંકરનાં દેવાલય હાલ સુધી હતાં એમ સાંભળવામાં આવ્યું છે. દ્વારકા આનર્ત દેશની પશ્ચિમે સીધી લાઇનમાં અરબસ્તાન અને આફ્રિકાનો ઉત્તર ભાગ આવેલો છે. દ્વારકાનો પશ્ચિમ ભાગ વિસ્તારવાળો હતો તે સમુદ્રમાં ગેબ થઇ ગયેલો છે, એટલે મિસર હાલ દુર જણાય છે.

ઉપરના સાંકેતિક અર્થમાં વિશેષતા તો તેના રચનારનીજ છે. શબ્દોના વ્યુત્પત્તિથી અર્થ સાધ્ય થઇ શકે છે, પણ સવાલ માત્ર એટલો જ છે, કે પ્રકરણવશાત્ થતો અર્થ,

ખેંચતાણ કર્યા વગર અને નિયમ તથા અક્ષરો ફેરવ્યા વગર જ જો એની મેળે પ્રાપ્ત થાય તો તેનો ઉકેલ કેમ ન કરવો? આ સઘળા અર્થો V. S. Apte ના કોષમાં જોવાથી ખાત્રી થશે. મનોકલ્પિત અર્થ નથી કર્યો; તે બુધ્ધિ સાધ્ય છે.

## બારસનો જ્યોતિષ સાથે વિશેષ સંબંધ

ભારતવર્ષમાં ચાંદ્રમાનની ગણત્રીથી વર્ષ લાવવામાં આવે છે. તિથિઓ પણ ચાંદ્રમાનથી લેવામાં આવે છે. ચાંદ્રમાન ૩૫૪ દિવસનુ વર્ષ આવે છે. મુસલમાનો આ પ્રમાણે ગણે છે, તેથી સૌરમાન સાથે તેમને મેળ રહેતો નથી, અને દરવર્ષે તેમના મહિના પાછા હઠતા જોઇએ છીએ; પણ આપણે તેમ કરતા નથી. વેદ વચન છે કે સૌરમાન સાથે મેળ કરવો એટલે રૂતુ સચવાઈ રહે, આટલા માટે સૌરમાનમાં મેળ થવા ચાંદ્રમાનના દરવર્ષે અગીઆર બાર દિવસો ઓછા આવે છે, તેનો અઢી વર્ષે એક અધિક માસ ગણી લેવામાં આવે છે; એટલે તે ઘટ અઢી વર્ષે પૂરી થઈ જાઇ છે અને રૂતુમાન જળવાઇ રહે છે, આ સૌરમાન આપણા કોટયર્ક પ્રભૂના નામને પ્રાપ્ત થાય છે.

ચાંદ્રમાન સંવત્સર કાર્તિક સુદ ૧ થી શરૂ થાય છે, અને તેનો ઉત્સવ સર્વ મંદિરોમાં તેજ પ્રમાણે થાય છે, પણ જેઓને સૌરમાન અભિપ્રેત છે તે ચાંદ્રમાન સંવત્સરમાં કાર્તિક સુદ ૧ ની શરૂઆત થયા પછી અગિયાર દિવસ સૌરમાનના ઉમેરી સૌરમાન સંવત્સરનો ઉત્સવ કરે છે; એટલે

જ્યોતિષથી કાર્તિક માસની શરૂઆત પછી બારસે જ ઉત્સવ કરવાનો શાસ્ત્રાધાર છે; કેમકે અન્નકુટ ભરવો એ યજ્ઞ (નવાં અન્નની) નિશાની છે. એક શરદ્ સંપાત્ અને બીજો વસંત સંપાતઃ—તે બન્ને વખતે યજ્ઞ કરવાનો પૂર્વેનો રીવાજ છે. યજ્ઞ બંધ થયા પછી મંદિરોમાં તેની નિશાની તરીકે યજ્ઞરૂપ અન્નકુટ ભરે છે. શરદ્ એ ચાંદ્રમાન અને વસંત એ સૌરમાન છે. આ જ્યોતિષથી નિષ્પન્ન થતા અર્થનો પાછળ કહી ગયા તે ખડાયતા શબ્દ-રેવતિ નક્ષત્રથી સ્ફુટ થતા સાંકેતિક અર્થનો પુરાવો છે.

આ સ્થાને એવી શંકા નીકળવાનો સંભવ છે કે કોટયર્કની સ્થપનાનો કાળ, ખડાયતા શબ્દ, રૂદ્રદામા શબ્દ અને રેવતિ નક્ષત્રની જ્યોતિષ ગણત્રીથી પ્રાપ્ત થતા વર્ષ ૬૧૧ તે ખરાં, પણ સૃષ્ટિકાળે શ્રીપ્રભૂ તો પ્રકટ થયેલા છે અને આ છઠ્ઠા સૈકાની ગણત્રી તે કેવી ? તો આ શંકા ખરી છે. ચાલુ સૃષ્ટિને તો ઉત્પન્ન થયે અનંત વર્ષો થઈ ગયાં અને તે પૂર્વે શ્રીનારાયણે મધૂકૈટભને માર્યા છે, તે વેદ-મહાભારત જણાવે છે, પણ જે સૃષ્ટિકાળનું ભગવાનનું ચારિત્ર્ય છે તેનું જ વર્ણન છે; કાંઈ નવા કોટયર્ક દેવ ઉપજાવી કાઢયા નથી. જે કાળે શ્રીભગવાન પ્રકટ થયા અને જે નક્ષત્ર હતું તે સૃષ્ટિકાળનું છતાં, આપણા ખડાતમાં પણ યજ્ઞનો જે કાળ તે સૃષ્ટિકાળના પ્રકટના નક્ષત્રને લઇને જ કરવામાં આવે તેમાં શો વાંધો ?

વેદ વચન જણાવે છે કે—

**ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद्वि सीमतः सुरुचोवेनऽ आवः ।**
**सबुध्न्याऽ उपमा ऽ अस्यविष्टाः सतश्चयोनि मसतश्चविवः॥**
**[यजुर्वेद] ॥**

" બ્રહ્મ (આદિત્ય મંડળમાં રહેલા પરમાત્મા) પ્રથમ પૂર્વ દિશામાં મધ્યસ્થાનથી પ્રકટ થયા તેમણે પોતાના ચદ્રકાંતિ શ્વેતવર્ણ, સુંદર રૂપથી આ જગતને વ્યાપી દીધું. તે પરમાત્માએ વિવિધ પ્રકારનાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ મૂળસ્થાનોને પણ વ્યાપી દીધાં, પ્રકાશિત કર્યાં તે પરમાત્મા સુબુધ્ન્યાની ઉપમાવાળા છે. "

આ વાક્યમાં **बुध्नमन्तरिक्षं तत्र भवा बुधन्याः** અને **उपमीयन्ते आसु स्थिताणि भूतानि इत्युपमा ।** આ અર્થ થાય છે. જો કાળ નિર્ણય માટે આ મંત્ર ગ્રહણ કરીએ, તો પૃથ્વિના મધ્ય અક્ષાંસ (પૂર્ણ) વિષુવવૃત લંકાની દક્ષિણે સાત અક્ષાંશ ઉપર પૂર્વ દિશામાં પ્રભુ પ્રકટ્યા, અને જગતને પ્રકાશિત કર્યું એવો અર્થ કરી, **सबुध्न्याः** એટલે તે **बुध्न्याः** ઉત્તરા ભાદ્રપદમાં પ્રકટ થયા—સૃષ્ટિ કાળ થયો હતો એવો અર્થ થાય છે. ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રના સ્વામિ અહિર બુધ્ન છે, તેથી પરમાત્માને બુધ્ન્યાની ઉપમા આપી છે. ઉત્તરા ભાદ્રપદ મીન રાશિ છે. અને રેવતિના પૂર્વેનું પ્રબોધની અગીઆરસનું નક્ષત્ર છે. **उत्तरा भाद्रपदाया श्चाहिर्बुध्न्यः** (જ્યોતિર્વિદ ભૂષણ) હવે સમજાશે કે સૃષ્ટિકાળ પૂર્વે પણ ઉત્તરા ભાદ્રપદમાંજ સૃષ્ટિ પ્રકટ થાય છે અને તેનાં પણ વર્ષ લાવવાની રીત

એકજ છે. પણ આવા ચક્ર અનેક ફરી ગયા છે, એટલે વેદકાલિન બ્રાહ્મણોએ તેનો બ્રહ્માના દિવસમાં સમાવેશ કરી મોટા યુગની વાતથી ગણતરી કરી લેવાની પદ્ધતિ રાખી છે. દરેક સારા નરતા પ્રસંગમાં ધર્મક્રિયા કરાવતા "હાથમાં પાણી લો." "સંકલ્પ કરો" એમ જે શુક્લો-ગોરો બોલે છે તેજ સંકલ્પમાં આ વાતની ગુંથવણી છે. આ બાબતનું સ્પષ્ટીકરણ હજુ કોઇએ કર્યું નથી.*

કોઇ કોઇ શ્રી કોટયર્કનો સૂર્ય અર્થ કરે છે, તે પણ થઇ શકે; ન જ થાય એમ નથી; પરંતુ આ સ્થાને તે થઇ શકે તેમ નથી, કેમકે પ્રથમ તો પ્રભૂના બે હાથ નીચે બે મૂર્તિઓ છે, તે સૂર્યનારાયણને નથી. કોટયર્કનો અર્થ કરોડો એવો થઇ જાય, પણ અત્ર તો "કોટિ" તે જગ્યાનું નામ છે અને જૈનાચાર્યો પણ આ સ્થળને "કોટિતીર્થ" કહે છે. કોટિતીર્થમાં સ્થાપીત દેવને પણ

---

* પણ મેં વિવાહ પદ્ધતિ-વેદોક્ત સંસ્કારની તેના સંસ્કૃત ભાષ્ય સાથે લગ્ન વિધાનમાં આવતા દરેક સૂત્રોનું સ્પષ્ટિકરણ કરી. જ્યોતિષ અને વેદ મંત્રોથી સૃષ્ટિકાળ નિર્ણય, સ્વર્ગ-સ્થાન, પૃથ્વી ચંદ્રાદિની ગતિ અને યજમાનને આવી ક્રિયાથી થતી અસર, તેના અર્થ, ભાવદર્શક, મર્માર્થ, તેની સમજુતિ સાથે તૈયાર કરી રાખેલો; દરમિયાન મારા શારીરિક વ્યાધિના લીધે તે કામ છપાવવા અટકી પડયુ અને છેવટ છપાવનારનો પણ અભાવ હોવાથી હજુ એમને એમ પડી રહ્યું છે. જો કોઇ યજમાન છપાવી પ્રસિદ્ધ કરવા ઇચ્છે તો તેને ઘણી ખુશીથી આપીશું. તેની કીંમત નહિં ઉપજાવવાની ખાતર મ છપાવ્યું નથી. આ લિખિત પુસ્તક તંત્રીજીએ જોયું છે.

તેઓ મંગળાચરણમાં નમન અર્પિ, હયગ્રીવ અવતાર અને ભાગવતમા વર્ણન થયેલા તે પ્રભૂ, એમ વર્ણન કરે છે: એટલે આ જગ્યા કોટિતીર્થ તરીકે છે એ નિશ્ચય છે. ઉપરાંત ઉપનિષદમાં અશ્વમેધ યજ્ઞના પ્રભૂને "અર્ક" કહે છે, તે આપણે પાછળ જોયું છે, તેથી સૂર્ય અર્થ કરવો એ યુક્ત નથી. પ્રભૂના બે હાથ નીચે રહેલી જે બે મૂર્તિઓ તે વેદ પ્રમાણથી અવ્યક્ત અને અક્ષર ( પ્રકૃતિ અને પુરૂષ ) તેથી પર તે પુરૂષોત્તમ પ્રભૂ (કોટયર્ક) નો સાંકેત છે. (ગીતા. અ. ૧૫). પુરાણમાં અર્થ કરીએ તો શ્રીવિષ્ણુના બે પાર્ષદો નંદ અને સુનંદ નામના છે, (ભા. ૧૧ ) અને તે પણ પૂજ્યમાન છે એમ પુરાણોમાં વર્ણન છે. કોટયર્ક મહાત્મ્યમાં પણ આજ વર્ણન છે, તો પછી સૂર્ય અર્થ કેમ ગ્રહણ થાય ? વળી સૂર્ય અચેતન પદાર્થ છે તેમાં રહેલા એટલે આદિત્ય મંડળમાં રહેલા પુરૂષને પરમ પુરૂષની ઉપમા છે. એવું વેદાંત કહે છે. તે આદિત્ય મંડળમા રહેલો જે પુરૂષ તે પ્રાણિમાત્રની ચક્ષુઓમાં જે દેખાય છે તેજ પુરુષ એવું શતપથાદિ બ્રાહ્મણ ગ્રંથોએ ઠરાવેલું છે, અને આધિ-દૈવિ ઉપાસકો જે સૂર્ય ઉપાસના કરે છે તે આધિ ભૌતિક સુખના અર્થે છે. પણ આધ્યાત્મિક સુખ માટે તો તે મંડળમાં રહેલા પરમ પુરૂષનું જ ધ્યાન ધરે છે (ગી. અ.૮) કેમકે પરમ પુરૂષે સૂર્ય ચંદ્રને પ્રકટ કર્યા છે એવી શ્રુતિ છે. અને સૂર્ય ચંદ્ર નાશવંત છે, તેથી તે આપણા ખડાતમાં સ્થાપિત દેવ તે નિત્ય, અચિંત્ય, અવ્યક્ત, કારણરૂપ, આદિ પુરૂષનું આલેખન છે અને તે ઓળખવા સારુ તેમની બે વિભૂતિઓનું ચિન્હ હાથ નીચે જણાવ્યું છે તેથી તે સૂર્ય

અર્થ કરવા યોગ્ય નથી. શ્રુતિ કહે છે કે પ્રથમ જળ ઉત્પન્ન થયું. તેનાથી બ્રહ્મા પ્રકટયા અને બ્રહ્માએ યથાક્રમ સૂર્ય ચંદ્રને પૂર્વે હતા તેવી કલ્પના કરી ઉપજાવ્યા. ત્યારપછી સંવત્સર વગેરે કાળની શરૂઆત થઇ એવો ઋગ્વેદ સંહિતાનો મંત્ર છે. અર્થાત્ આ સ્થળે અર્કનો અર્થ સૂર્ય લેવાતો નથી.

હવે જેનાથી સમુદ્ર ઉપજ્યા એવા **तपसः** હિરણ્યગર્ભ તેજ ઉપનિષદના અર્ક છે. તેજ અશ્વમેધના નીરાકારવાળા પ્રભૂ છે. પુરાણના હયગ્રીવ અવતાર તેજ છે. આ હયગ્રીવ ભગવાન સમુદ્રમાંથી ઉઠી મધૂકૈટભને મારવા જતી વખતે જે શબ્દ કરે છે તેની પ્રશંસા વેદ વાણી કરે છે. જેનો ભાવાર્થ આ પ્રમાણે છે:—

"હે અશ્વ સમુદ્ર થકી પ્રથમ પ્રકટ થતાંની સાથે તેં મહાન શબ્દ કર્યો તે બાજ પક્ષીની પાંખો (ની ઝડપ) અને મૃગના ચરણની ગતિ પ્રમાણે તારી ચાલના વેગથી જતાં તારી સ્તુતિનો હેતુ પ્રકટ થયો છે"

આ પ્રમાણે શ્રી કોટયર્ક પ્રભૂનું પ્રાકટય અને સ્થાપના સંવત–ખડાયતા–ખડાત વગેરે બાબતોનું વિવેચન પ્રામાણ્ય ગ્રંથોથી નક્કી કરવામાં આવ્યું. પણ ખડાત સ્થાનમાં "નીલકંઠ" મહાદેવ છે તેનું શું? ખડાત સ્થાનમાં નીલકંઠ મહાદેવ છે, તેવું કોટયર્ક મહાત્મ્યમાં પણ વર્ણન છે. તેમ મહાભારતમાં પણ નીલકંઠ મહાદેવનું–નારાયણી સુત્રમાં વર્ણન છે. રૂદ્રદામા શબ્દમાં પણ રૂદ્રનું નામ જણાય છે. માટે કોટયર્કમાં રૂદ્ર તે કયા? અને તેમની શી વ્યવસ્થા? તે પણ જોવાનું પ્રાપ્ત થાય છે.

## શંકર, હનુમાન અને ગણપતિની સ્થાપના

આપણા ખડાત સ્થળમાં શ્રી કોટયર્ક ભગવાન-દેવીઓનાં સ્થાન છે. તેવીજ રીતે શ્રીનીલકંઠ મહાદેવ-હનુમાન અને ગણપતિનું પણ સ્થાપન જોવામાં આવે છે.

(ભા૦ ૨૯૦ ૧૧ અ૦ ૨૭)

ખડાત સ્થળની, પૂર્વે આપણે વ્યુત્પત્તિ કરી તેની વ્યાખ્યા "શરકટ ઘાસ" ભૂમિ જોઇ છે અને બીજી વ્યુત્પત્તિ કરવાની બાકી રહી છે. તે 'શંકર" ભગવાન ( રૂદ્ર ) ને જણાવનારી છે. **खंड** એટલે પરશૂ Hatchet ( ફરશી ) તે ઉપરથી "ખંડપરશૂ" નામ ખડાત સ્થાનમાં સ્થાપન થયેલા "હરિહર" નું એક દર નામ યુક્ત કરવામાં આવ્યું છે. મહાભારત નારાયણી સૂક્તમા નરનારાયણ સાથે શ્રી મહાદેવને યુદ્ધ થયું છે તેમાં નરે શરકટ ઘાસની સળી મંત્રીને મહાદેવજી ઉપર નાખી છે તે "સળી" તેને પરશૂ કહી છે અને તે પરશૂના વાગવાથી મહાદેવને ' નીલકંઠ" નામ મળ્યું છે. આ બન્નેનું યુદ્ધ દેવો અને ઋષિઓની પ્રાર્થનાથી વિરામ પામ્યું છે અને વિષ્ણુ અને મહાદેવ એકમેક સંપી ગયા છે અને એકજ ઠેકાણે બન્ને સ્વરૂપની એકતા નામ **खंडपरशू** રાખવા વરદાન મળ્યાં છે. (મહા૦ શાં૦ અ૦ ૧૬૬) આ ભગવતચારિત્ર પ્રમાણે આપણા ખડાતમાં **खंडपरशू** તે શ્રી નારાયણ અને મહાદેવ નીલકંઠ એ બન્નેની સ્થાપના કરવામાં આવી છે અને આનો સંબંધ આપણા મહાભારતમાં કહેલા નારાયણોક્ત પંચરાત્ર ભાગવત ધર્મમાંના સંપ્રદાય સાથેનો છે. આથી કરી આપણો રૂદ્રદામા તેજ **खंडपरशू** વાચક પણ હોઇ શકે ! અને તેને મહાદેવની

ઉપમા આપી હોય તો સંભવનીય છે. એટલે શંકર અને દામા ( વિષ્ણુ ) બંને શબ્દોની એકતા તે રૂદ્રદામા નામના રાજામા અલંકિત થઇ છે, હનુમાન તે શબ્દ નામ છે તેમ જ કૃદંત પણ છે. હનમાન **परि वृद्धि मत्सरि मनोहि मानीनां हन्त्येव हनमानः** પરિવૃદ્ધ થયેલા મત્સર રૂપ મનનોજ નાશ કરે છે તે હનમાન અથવા હનુમાન, એટલે સૂર્ય અથવા અર્ક, અને હનુમાનનો " અર્ક " અર્થ થવાથી તેમનું અર્ક એટલે આકડાના ફૂલથી પૂજન કરવામાં આવે છે. એટલે હનુમાન તે પણ અર્ક શબ્દાંકિત છે. હનુમાનને પુરાણોમાં વિષ્ણુ ભક્ત કહેલા છે. વિશેષ કરી પુરાણોમા હનુમાનને રૂદ્ર રૂપ પણ કહે છે. રૂદ્રદામા શંકર વિષ્ણુનો ભક્ત હતો અને તેના બાપ હનુમાન કે હનમાન તે પણ અર્ક અથવા રૂદ્ર અર્થ થવાથી, રૂદ્રદામા હનમાન એ શબ્દ યોગ્ય છે. તેથી હનુમાનજીનુ અત્ર કોટયર્કમાં સ્થાપન છે. તે રૂદ્રદામા હનમાન સાંકેતિક અર્થવત છે.

ગણપતિ, વિઘ્નનાશક દેવની મૂર્તિ તરીકે પૂજાય છે. આધ્યાત્મિકમાં તો તેને પ્રાણ સત્રાત્મા કહેવામાં આવે છે. તથાપિ આધિદૈવિક પ્રમાણથી તે શુભ કર્મના દાતા ગણાય છે. એટલે સર્વ દેવમાં તેમની શ્રેષ્ટતા ગણી પ્રથમ પૂજન કરવાનો વિધિ છે. વળી **मरुतो गणानांमधिपतयः** ગણપતિ ગણના અધિપતિ તે મરૂત દેવ છે. મરૂતના પુત્ર તે મારૂત (હનુમાન) એટલે ગણપતિ સાથે હનુમાનનો સબંધ છે. પૂજન વિધાનમાં કોઇપણ માણસે એક દેવનું પૂજન કરવું

તે અયોગ્ય ઠરેલું છે. **एको मूर्तिर्न पूज्यैव गृहिणा श्रेष्ठमिच्छता ।** અને **अनेक मूर्ति सम्पन्नः सर्वान् कामानवाप्नु यात्** માટે **रवि विनायकश्चंडी ईशो विष्णुस्तथैव च अनुक्रमेण पूज्यन्ते व्युत्क्रमेतु महद्भयम ॥** સૂર્ય, વિનાયક, દેવી, મહાદેવ અને વિષ્ણુની અનુક્રમ વડે પૂજા કરવાથી મહાભય થકી તરી જવાય છે. અર્થાત્ એક મૂર્તિનું પૂજન નહિ કરતાં અનેક સબંધ ધરનારી મૂર્તિઓનું કામના પરત્વે પૂજન કરવુ એવું સ્મૃતિકારનું વચન છે; તેથી જો પ્રધાન દેવ વિષ્ણુ હોય તો ઇશાન કોણમાં શંકર, અગ્નિ કોણમા ગણપતિ, નૈઋત્યમાં સૂર્ય અને વાયવ્ય કોણમા દેવીઓની મૂર્તિઓનું સ્થાપન કરી મધ્યે શ્રી ભગવાન વિષ્ણુનું સ્થાપન કરવુ એવો વિધાન છે. આ હેતુને લઈ ખડાતમાં કોટયર્ક, શંકર, દેવીઓ, ગણપતિ અને હનુમાન એવા પંચ દેવતાનું સ્થાપન થયેલુ એમ નિકળી આવે છે, અને આ પૂજાનો ક્રમ સ્માર્ત્ત-શ્રૌત કર્મ કરનારા, અગ્નિ હોત્રાદિ કર્મ કરનારા, બ્રહ્મવિદ્યાનું ગાન કરનારા, શ્રી શંકરાચાર્ય સપ્રદાય, વિશિષ્ટાદ્વૈત, સ્વામિનારાયણ, નિમ્બાર્ક-માધ્વ, દ્વૈતાદ્વૈત તે સર્વ સમ્પ્રદાયમાં પંચાયતન દેવની સ્થાપનાનો ક્રમ હાલ પણ છે, મોટાં નાનાં સર્વ મંદિરોમાં આ દેવતાઓની સ્થાપના જોવામાં આવે છે. ફક્ત શ્રી પુષ્ટિ સમ્પ્રદાયમાં આ વિધાન નથી. કેમકે પુષ્ટિ સમ્પ્રદાયમાં ઐહિક સુખનો સર્વથા ત્યાગ કરી કેવળ નવધા પૈકીની પ્રેમ લક્ષણા ભક્તિથી

અનન્ય ભક્ત થવાની પરંપરા છે. પૂર્ણ પુરૂષોત્તમ વિના બીજી કોઇપણ કામનાની ઇચ્છા નથી, તેવો સિદ્ધાંત છે. તેમાં પંચાયતનનો વિધિ નથી; પણ આપણા કોટયર્ક સ્થળમાં તો વેદોક્ત વિધાનથી સ્થાપિત દેવને, વેદોક્ત વિધિથી પૂજવા કહેલુ છે. (ભા૦સ્કં૦ ૧૧ અ૦ ૨૭)

## ખડાતભૂમિમાં વૈશ્યોનું આવાગમન

ખડાત ભૂમિની સીમાંત આપણે જોઇ ગયા છીએ. ખડાત વસ્યા પૂર્વે મહિકાવતી ચાંદ્રવતી ભદ્રવટ સિવાય બીજાં સ્થળો નહોતાં, અને મધ્ય માળવાનાં પશ્ચિમ ઉત્તર સાથે આ લોકોને સંબંધ હતો. આ સબંધમાં પુરાવામાં શ્રી કોટયર્ય મહાત્મ્યમા વર્ણવેલા શ્રી રામચંદ્રજી ભગવાને ત્યાગ કરેલાં સીતાજી વાલ્મિકાશ્રમમાં આવેલાં ત્યાં તેમને બે પુત્ર થયેલા તે કુશ અને લવ નામના કુવરો વાલ્મિકાશ્રમમાંથી ઉજ્જન જતા આવતા " અને વાલ્મિકાશ્રમ તેજ પૂર્વ "કોટયર્કતીર્થ" કહેવાતુ" આવું વર્ણન છે. ગુજરાતમાં વસ્યા પૂર્વે બ્રાહ્મણો તથા વૈશ્યોની બહુધા કરી માળવામાંજ આબાદી હતી, અને આ વખતે માલવ દેશ સમૃદ્ધિમા હતો. ધનાઢ્યો, વિદ્વાનો, તપસ્વિઓ અને પુણ્યશાળી મનુષ્યો ક્ષિપ્રાનદી, ચર્મણ્યવતી, વેત્રવતીના વાસી હતા. ઘણાં ખરાં સ્તોત્રો, પાઠો કથાઓ સંસ્કૃતમાં લખાયલી છે, અને તેમાં ક્ષિપ્રાદિ નદીઓનું મહાત્મ્ય વિશેષ વર્ણવવામાં આવ્યું તે ત્યાંના વતનીઓનું દર્શન રૂપછે. જે જે બ્રાહ્મણો અને વૈશ્યોની દશા વિશાની અટકો પડેલી છે તે પણ તે સ્થાન વાચી અટકો છે એમ અનુમાન કરવું પડે છે. માળવની ઉત્તર પશ્ચિમે ચર્મણ્યવતી નદી ઉપર

"દશપુર" (હાલનું ધોળપુર) શહેર હતું, અને માળવાની પૂર્વે "દશાર્ણ" દેશની વિદિશા નામની નગરી વેત્રવતી નદી ઉપર હતી. આ બન્ને શહેર અગર દેશના વતનીઓને (બ્રાહ્મણ વૈશ્યાદિને) દશા વિશાની અટકો મળે તે સ્વાભાવિક છે. "દશપુરના દશા અને વિદિશાના વિશા" એમ નીકળી આવે છે. બૌદ્ધ જૈનોનું જોર વિક્રમાર્ક પૂર્વથીજ શરૂ થયું હતું. માળવ દેશમાં તેમનું અધિક જોર હતું. માળવ દેશ બિહાર દેશની દક્ષિણે જ આવેલો છે. જૈનોના ઉત્પાદક "મહાવીર સ્વામિ" બિહારના હતા, આ વખતે બ્રાહ્મણ ક્ષત્રિ અને વૈશ્યો માળવાની પશ્ચિમ તરફ ગયા. તેમા એ રૂદ્રદામાના રક્ષણ નીચે સનાતન ધર્મ સાચવી રાખવા ખડાતમાં આવે તે બનવા જોગ છે. પછી જે લોકોનો જ્યાં જે સ્થળે ભાવ પૂગ્યો ત્યાં તેઓ ગયા, અને પાછળથી જ્ઞાતિ બંધારણ પછી ખડાયતા, મેવાડા, પોરવાડ, શ્રીમાળી, વાયડા, નાગર, ઇત્યાદિ નામે મળે તે યથાર્થ છે. અર્થાત્ જ્ઞાતિબંધારણ પછી જે લોકો જે સ્થળે રહ્યા તેઓ તે ગામની સંજ્ઞાથી પ્રખ્યાતિમાં આવ્યા એમજ પ્રાપ્ત થાય છે. (વિમળ પ્રબંધ)

આપણા ખડાતમાં વૈશ્યોની જરૂર થોડી સંખ્યામાં જ હતી. એટલે જુજ સંખ્યા ત્યાં રહી. બાકીની ભદ્રવટ (વડનગર) મારવાડ, મેવાડ, મોઢેરા વગેરે સ્થળોમાં જઇ રહી. આ વખતે ખડાત કાંઇ નગર નહોતું. તેમ વસવા લાયક પણ સ્થાન નહોતું. ખડાત ફક્ત યજ્ઞ કરવાની ભૂમિ તરીકે જ હતું અને જગ્યાનું નામ કોટિતીર્થ હતું. તેમ આસપાસ કોઇ મોટાં નગરો કે શહેરો નહોતાં. ફક્ત તીર્થની

જમ્યાજ હતી. એટલે તેઓ આવીને જુદા જુદા સ્થળે જતા રહ્યા. તેથી ભદ્રવટ વગેરે સ્થળોમા વસ્તી પાછળથી થઈ એમ મનાય છે. આ સર્વ પ્રજા ચાતુર્વર્ણ્ય પ્રમાણે વ્યવસ્થાવાળી હતી જ્ઞાતિ બંધારણ નહોતું. વળી એક બીજા વૈશ્યોના ગોત્રો મળી રહે તે તો નિયમ છે કે સર્વ પ્રજા સાત ઋષિઓનો પરિવાર છે. તેમના પુત્રો અને પૌત્રોની અનેક શાખાઓ છે. એટલે એકબીજાનાં ગોત્રો મળી રહે તેથી અન્યથા અનુમાન કરવું યોગ્ય નથી, કે " નાગરમાંથી ખડાયતાનાં ગોત્રો નીકળ્યાં અથવા નાગરોમાંથી ખડાયતા ગોર થયા." અગર ખડાયતામાંથી મેવાડાનાં ગોત્રો નીકળ્યા તથી મેવાડા ખડાયતા, એમ કહેવાની કાંઇ જરૂર રહેતી નથી. ગોત્ર તો ખડાયતાનું જે હોય તે દક્ષણી બ્રાહ્મણનું પણ હોય, તેથી દક્ષણી બ્રાહ્મણ ખડાયતો થઇ જતો નથી. તેમ વશિષ્ટ ગોત્ર બ્રાહ્મણનુ છે અને વૈશ્ય કોમમાં પણ છે, તેથી નાગર વણિક બ્રાહ્મણ થઇ જાય અથવા અને તે લખવું યોગ્ય નથી. ખડાયતા, મેવાડા, નાગર, મોઢ, વગેરે તો જ્ઞાતિ બંધારણ પછીનાં નામ છે તે સ્મરણમાં રાખવું જોઇએ.

કદિ ઉપર પ્રમાણે આપણે માળવાથી આવ્યા નથી; તેમ દશા વિશા અટકો તેથી પડેલી નથી એમ માનીએ તો પાટણમાં વસ્તુપાળે ચોરાસી નાત તેડેલી તે વૈશ્યની જ તેડેલી, એટલુંજ માનવા જોગ છે; પણ બ્રાહ્મણ ક્ષત્રીઓને દશા વિશા અટકો છે તો તે વાત કેમ મનાય? વસ્તુપાલ, તેજપાલ શ્રાવક છે. ત્યાં બ્રાહ્મણ ક્ષત્રિઓનો સંબંધ નથી એ ઉઘાડું છે, અને બ્રાહ્મણ ક્ષત્રીઓને દશા વિશાની

અટકો છે, તો પાટણની વાતજ પાયા વગરની જણાય છે. વળી પાટણમાં પુનર્લગ્ન કરવાની વાતમાં દશા વિશાના ભેદ પડયા એ પણ અઘટતુ છે. બ્રાહ્મણ ક્ષત્રિ અને વૈશ્યોમાં અને જૈન થયેલી પ્રજામાં પણ આ રીવાજ હજુ સુધી થતો જોવામાં આવતો નથી, એટલે તે વાત જૈનોની બનાવટી છે. પાટણ નાત તેડેલી હોય અને મંડળ ભેગુ થયું હોય તો પણ તેમના ધર્મના (જૈન થયેલા) વૈશ્યો ગયેલા હોવા જોઇએ–બીજા નહિં. પાટણનો બનાવ બારમી સદીનો છે અને દશા વિશા ભેદ તેની પૂર્વનો હોવો જોઇએ. કેમકે બ્રાહ્મણાદિ સર્વમાં દશા વિશા ભેદ છે.

જૈન મંદિરોમાંના લેખોમાં વૃદ્ધ અને લઘુ શાખાઓ લખાયેલી છે. તેતો એક મોટો સમુહ અને બીજો નાનો; એનું સૂચન છે. આ એકજ વર્ણની બાબત નથી. બ્રાહ્મણાદિ ત્રણે વર્ણને દશા વિશાનો ભેદ છે. તો હવે તેના શબ્દથી અર્થ ગ્રહણ કરી જોઇએઃ—

**विशा—विवशा। परिता रक्षोभिः श्रयति विवशा।**

અર્થાત્ "ચલાયમાન મનવાળા"

**विशा विशति।** વેપારી–વૈશ્ય

**विशिष—विस्था।** જુદો પડનાર જથ્થો.

**दशा—दक्षा।** દૃઢ મન વાળા

આ પ્રમાણે વ્યુત્પત્તિથી અર્થ થાય છે. **विश** ધાતુથી બ્રાહ્મણાદિને લાગુ થઇ શકતો નથી, માટે ત્યાજ્ય છે. **विवशा—विशिष—विस्था**—આ શબ્દો સર્વને લાગુ

થાય છે, પણ તેની યોજના એકજ વર્ણ માટે કહી
તો **વિશિષ-વિસ્થા** માંજ લાગુ પડે. એટલે "એ
બે ભેદ" એવો અર્થ થાય પણ સર્વના બે ભેદ એ અ
કરવો હોય તો **વિવશા** શબ્દજ લાગુ કરવો પડે.

વિવશા એટલે "ઢીલા મનના" એવોજ અર્થ
જોઇએ. જૂદા જૂદા પંથના ધાર્મિક ઝગડા વખતે
બીજા પક્ષની ખેંચતાણુમાં વિશેષ આગ્રહ તરફ દો
જનારા, બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈસ્ય વગેરેને એકજ શબ્
સંબંધ થઇ જાય છે, અને તેથી વિરૂદ્ધ જે "દશા"
દઢવાન-તે દશાનો અર્થ વિશાની જોડનો સંગત રૂપ
આ પ્રમાણે જો અર્થ કરીએ તો લઘુ શાખા-વૃદ્ધ શાખ
ઉકેલ એની મેળેજ થઇ જાય છે.

જે માણસો પ્રથમ પક્ષે સનાતન ધર્મમાં હતા
જૈનની પ્રબળતાથી જેઓ પરવશ થયા તે વિશા;
જૈન ધર્મ પાળવાની ખાતરજ વર્ણાશ્રમ ભ્રષ્ટ થયા ન
જો જૈન ધર્મ પાળવાથી ભ્રષ્ટ થાય તો બ્રાહ્મણો પણ ભ્રષ્ટ થ
ગણુવા જોઇએ, પણ તેમ નથી. જૈનોનું અતિજોર છતાં
બ્રાહ્મણો યજ્ઞોપવિતનો ત્યાગ કરી વ્રાત્યપણાને પામ્યા નથી.વ
કાયમ જાળવી શકાય છે, પણ જેને વર્ણનાં બંધનો ન
અને જે છૂટવા માગે તે વર્ણમાંથી ભ્રષ્ટ થઇ વર્ણ
રહિત જૈન ધર્મમાં એક આરે થઇ જાય. બંધનો પા
એવાને વર્ણ છોડવાનું હોયજ નહિં. તેથી જે વિશા
ભેદ બ્રાહ્મણાદિને લાગુ થયો તે ધર્મની પ્રવૃત્તિમાં આવ
જ લીધે છે. હાલ પણ એકજ જ્ઞાતિમાં અનેક સંપ્રદા

માણસો જોવામાં આવે છે. તેથી તેઓ જ્ઞાતિની મર્યાદા-બહાર ગણાતા નથી. તેવીજ રીતે વર્ણમાં રહીને પણ ધર્મ પાળવો હોય તો પાળી શકાય છે, અને વર્ણાન્તર પામી જઈને પણ ધર્મ પાળી શકાય છે.

આવી રીતે જૈનની પ્રબળતા થઈ, અને માળવા, (મારવાડ) માં જ રહેતા બ્રાહ્મણાદિની આવી સ્થિતિ પ્રાપ્ત થઇ. આવી સ્થિતિ થતા તેઓ પોતાનો દેશ છોડતા ગયા અને ગુજરાતમા આવી વસ્યા. તો પણ જૈનોના સપાટામાથી બચ્યા નહિ. લોકોમાંથી કેટલાક તેમાંજ ભળી જઇ વર્ણાન્તર પામી ગયા તે વખતે જે જે બુદ્ધિમાન હતા તેમણે દેશકાલને જોઇ જ્ઞાતિ બંધારણ બાંધવું શરૂ કર્યુ; અને વર્ણાન્તર થયેલાને જ્ઞાતિમા દાખલ ન કરવા એવી મર્યાદા બાંધી, અને તેમની સાથે ભોજન અને કન્યા વ્યવહારનો સ્વજ્ઞાતિ છતા પણ ત્યાગ કર્યો.

તેવીજ રીતે મુસલમાનોના જ્યાં જ્યા હુમલા થયા ત્યાં પણ તેવીજ રીતે થયું. જે બ્રાહ્મણો મુસલમાન થયા તે વોહોરા, ક્ષત્રિઓ થયા તે ખોજા–મેમન વગેરે–વૈસ્યો જૈન થઇ ગયા. આ સર્વ વર્ણાન્તર પામી ગયેલા કહેવાય છે. ઉત્તર હિંદ અને ગુજરાતના સૌરાષ્ટ્રમાં મુસલમાન અને બીજી તરફ જૈનના જુલમથી આ બંધારણ સખ્તમાં સખ્ત બાંધવામા આવ્યું. જે હજુ લગી ઉત્તરમાં એકજ જ્ઞાતિમાં–સગા હોય છતાં "બાર ભૈયા અને તેર ચોકા" કહેવાય છે. ગુજરાતમાં પણ એમજ થયું. દરેક વર્ણે એકબીજાનું ખાવાનું છોડી દીધું. પૂર્વની બ્રાહ્મણાદિ દ્વિજાતિને એકબીજાની કન્યાનો વ્યવહાર હતો, તેનું ભાગવત સ્કંધ ૧૧ અ. ૧૪માં

જણાય છે. પાછળથી ઓછું ઓછું થતાં છેક એકજ વર્ણના છતાં એક બીજાનો ભાણાવ્યવહાર અને કન્યાવ્યવહાર છૂટી ગયો. આવી રીતે કાંઇ વટલાવાનો કે બીજાનું લોહી ભળ્યાનો સવાલ રહેતોજ નથી, પૂર્વે બંધાયલી જ્ઞાતિમર્યાદાજ અન ઉલ્લઘંનીય છે, અને છેક હવે તો એક જ્ઞાતિમાં પણ અનેક તડો, એકડા, વિભાગ પડી પરસ્પર વૈર કરી જીંદગી ભોગવે છે.

આ જ્ઞાતિ કરવાનો મૂળ હેતુ–પરદેશી લોહી કે પરદેશી ધર્મ–આપણામાં ઘૂસી ન જાય એજ છે. અનેક સંકટો પ્રાપ્ત થયા છતાં બ્રાહ્મણોએ વેદોક્ત ધર્મ સાચવી રાખ્યો; અને ભિન્ન ભિન્ન પ્રકૃતિના લોકો અવળે માર્ગે ચઢી ન જાય તે માટે આ બંધારણ સહેતુ હતો. અનેક સમ્પ્રદાય પણ ભિન્ન ભિન્ન પ્રકારના લોકોને માટેજ મહાપુરૂષોએ બાંધી જૈન થતા અટકાવ્યા અને થયેલા તેમને શુદ્ધ કરી દિક્ષા આપી, પુનઃ સનાતન ધર્મમાં દાખલ કર્યા આવી રીતે ગમે તે સમ્પ્રદાય જુઓ તો જૈનોથી બચાવ કરી વેદધર્મ સાચવવાનોજ મુખ્ય સિદ્ધાત હતો એમ માલમ પડશે. આ જ્ઞાતિબંધારણ ફક્ત માલવી, મારવાડી, ગુજરાતી લોકોમાં છે–દક્ષિણ ઉત્તર હિંદમાં નથી.

આ ઉપરથી સારાંશ એટલોજ કે—જે સમુહ જૈન ધર્મ પાળવા લાગ્યો અને જૈન વ્યવહારમાં ભળ્યો તે જૈનનો નાનો મોટો સમુહ બંધાયો–અને જે લોકો જૈનધર્મ પાળવાની ખાતર જૈન થયા છતાં વર્ણમાં રહેલા, તે સર્વ સનાતની બન્ધુઓનો નાનો મોટો જથ્થો કહેવાયો. હાલમાં મારવાડ,

મેવાડ, માળવા, ગુજરાતમાં વિશા શ્રીમાલી, ઓશવાળ, વિશા પોરવાડ, એ બધા જૈનો જ છે. બાકીના દશા વિશા લખાય છે, છતાં તેઓ સ્વધર્માવલંબીઓ છે. તેથી વૃદ્ધ શાખા તે વિશા અને લઘુ શાખા તે દશા એવો અર્થ ગ્રહણ કરાય છે.

## વૈશ્ય "શાહ" કેમ ?

વૈશ્યોને શ્રેષ્ટિ શબ્દ લાગુ છે. શ્રેષ્ટ સાધુવાચક છે (જૈનના સાધુ નહિ) સાધુ એટલે સજ્જન. વાણિયાને જો સુંદર નામ યોજવુ હોય તો 'સાધુ' શબ્દ અત્યંત શ્રેષ્ટ છે. સંસ્કૃત વાઙ્મય ગ્રંથોમાં, કથાઓમાં, વાણિયાને "સાધુ વાણિયા" એમ કહેતા હતા. (સાધુ નામક વાણિયો એમ સમજવું નહિ) આખા જગતના લોકો સજ્જન પુરૂષ ઉપર બહુ વિશ્વાસ રાખે છે. રાજા પ્રજાનો–સજ્જન પુરૂષ એવા વૈશ્ય ઉપરજ વિશ્વાસ રહેલો છે. રાજા–પ્રજા–સર્વ વૈશ્ય ઉપરજ અવલંબી રહ્યા છે. શ્રેષ્ટિ શબ્દ **श्रावस्** ધાતુ ઉપરથી થયેલો છે. શ્રવસ ધાતુથી વેદમા ધનવાચક **वृद्धश्रवाः** બોલાય છે. વાણિયો રાજાને પણ મદદ કરે છે. અનેક રાજાઓને વૈશ્યોએજ મદદ કરેલી ઇતિહાસથી જણાય છે. વૈશ્ય ધનાઢ્ય કહેવાય છે. તેથી તેને "શેઠ" શ્રેષ્ટિ અથવા સજ્જન–સાધુ કહેવામાં આવે છે. વૈશ્યોની મહત્તા વેદોએ વર્ણવેલી છે. ગરીબ અગર તવંગર સર્વ પ્રજા વૈશ્ય ઉપર વિશ્વાસથી પોતાની જીવનરૂપ થાપણો તેને ત્યાં મૂકે છે. પછી તે ગમે તો તેલપળીનો ધંધો કરતો

હોય, તો પણ તે "સાધુ છે અગર "શાહ" છે. વૈશ્ય સર્વનો પાલનહાર છે. તેથી શ્રી પ્રભૂએ તેમને ઉત્પન્ન કર્યાં છે. વેદ શું કહે છે તે જોઇએ. "ક્ષત્રિની ઉત્પત્તિ પૂર્વે જગત્ માત્ર બ્રાહ્મણજ હતું પણ પરિપાલન માટે તે પરિપૂર્ણ નહિ હોવાથી ક્ષત્રિ જાતિ ઉત્પન્ન કરી, છતાં પણ ધન સંપાદન કર્તાના અભાવથી કર્મને માટે પરિપૂર્ણ નજ થયા. તેથી ભગવાન બ્રહ્મા વૈશ્યને ઉત્પન્ન કરતા હવા.

"જે દેવ સમુહ કહેવાય છે તે વૈશ્ય છે. વસુઓ, રૂદ્રો, આદિત્યો, વિશ્વદેવો અને મરૂતો એવી રીતે દેવ વૈશ્યને રચી મનુષ્ય વૈશ્યને રચતા હવા"

બૃ. બ્રા ૪ અ. ૧ મં. ૧૨

ઉપર પ્રમાણે વેદનું વચન છે. સર્વ યજ્ઞકર્મનો આશ્રયભૂત દ્રવ્ય છે. દ્રવ્યથીજ સર્વ કર્મ કરવા સમર્થ થવાય છે, અને દ્રવ્ય વૈશ્યને આશ્રય કરી રહ્યું છે તેથીજ વૈશ્ય **वृद्धश्रवाः** અને સજ્જનતા રાખે છે તેથી "સાધુ" અને સત્ય બોલે છે તેથી શ્રેષ્ટિ. કેમકે થાપણો તેની સત્યતા ઉપરજ મૂકાય છે. આથી વિશેષ વૈશ્ય માટે બ્રાહ્મણ ગ્રથોને શું કહેવાનું બાકી રહે છે? વૈશ્યજ શ્રેષ્ટિ પુરૂષ હોવાથી શ્રેષ્ટિનો "શાહ" શબ્દ થઇ ગયો છે. શાળીંગશા શબ્દ ક્ષત્રિવાચક ગણી "શાહ" એ ક્ષત્રિવાચક છે એમ કહેવું બ્રાન્તિમય છે, શાહ શબ્દ ક્ષત્રિય જાતિનો નથી પણ ક્ષત્રિ રાજાઓને (બાદશાહોને) પણ મદદ કરનાર રાજ્યનો

થાંભલો–તે શાહનો નિ:શંક અર્થ છે. બાદશાહ શબ્દથી શાહ શબ્દને ક્ષત્રિ સ્વરૂપ આપવામાં આવતું હોય, તો ના નહિં, પણ " બાદશાહ " એ પર્શિયન શબ્દ છે, એટલે તે કામ આવે નહી. " શાહ ' અગર ' શા " શ્રેષ્ટિનો અગર શેઠ શબ્દનો પર્યાય છે. જે પૂર્ણ ધન આપી ચારે વર્ણ રૂપી એક સમાજયજ્ઞને સમૃદ્ધ બનાવે તે. " શાહ ' શબ્દ તેનો અલંકાર છે. ખડાતમાં પણ અશ્વમેધ યજ્ઞ કરનાર ક્ષત્રિ અને કરાવનાર બ્રાહ્મણ હતા. ક્ષત્રિમાં બળ શક્તિ છે. બ્રાહ્મણમાં જ્ઞાન શક્તિ છે. પણ દ્રવ્ય શક્તિ વગર યજ્ઞ કેમ થાય? તેનો તેઓને વિચાર થયો, અને વૈશ્યની જરૂર પડી. તે વખતે સમૃદ્ધ વૈશ્યોને આમંત્રણ આપી તેમનો આશ્રય લે એમ સંભવતુ છે. વૈશ્યો જો કે ખડાતમાં બાર ગોત્રની સંખ્યામાં હાજર હતા એમ આપણને લાગે છે, પણ યજ્ઞમાં તો અઢાર બ્રાહ્મણો જોઇએ અને પરિચારકો બમણા જોઇએ, એવો યજ્ઞનો વિધિ છે. કોટયર્ક મહાત્મ્ય સાથે મેળ જોઇએ તો અઢાર બ્રાહ્મણો હતા. તેમને અકેકને બબ્બે પરિચારકો ( વૈશ્યો ) આવ્યા એવુ વર્ણન છે, એટલે તેનો અર્થ એ છે કે અશ્વમેધના ઘોડાને **त्रीणिदि त्रि बन्धानि** ઉપમા છે. એટલે કદાપિ મૂળમા પારિચારકો બારજ ગોત્રવાળા હોય તો એકજ ગોત્રના ત્રણ ત્રણ પુરૂષ જોઇએ, અને બ્રાહ્મણો માટે પણ અકેક ગોત્રના બબ્બે ત્રણ ત્રણ હોવા જોઇએ એમ અનુમાન કરવું પડે. એટલે અઢાર બ્રાહ્મણો માટે છત્રીસ વૈશ્ય હતા. આ પ્રમાણે યજ્ઞ વખતે દ્રવ્ય માટે દ્રવ્યના આધાર રૂપ વૈશ્યોની જરૂર પડી. અને **खद्** શબ્દનો અર્થ " ઇચ્છવું " અને શરકટ ઘાસ ભૂમિ તે ખડાયત.

આવી સંજ્ઞા અપાયેલી તે આ યજ્ઞના કારણેજ. ખડાતભૂમિ અને વૈશ્યનો દ્રવ્યના કારણે આધાર લેવાથી **आयत्ता**અને દ્રવ્યની ઇચ્છા **ते खद्** એટલે ઇચ્છવું. એવા અર્થનો સાકેતિક શબ્દ ખડાયતા "ખડાયત" નામ મળ્યુ હતું અને રાજાને પણ યજ્ઞ નારાયણનુ નામ ધારણ કરાવી 'રૂદ્રદામા હનુમાન' નામ આપ્યું અને તે ખડાતભૂમિમાં ઇષ્ટ સ્થાપનાના નામ સાથે અંકિત કર્યું છે. તે આપણા મૂળને કોઇ પણ વખત ન ભુલાય તેને માટે શબ્દોમાં યોજનાઓ કરી છે. બ્રાહ્મણોએ આ વૈશ્યોને યજ્ઞ પછી પોતાની સાથેજ રાખી પોતાનો સંપ્રદાય, ધર્મ, આજીવિકા જોડી દીધી, અને સદાને માટે જોડાણ કાયમ રહ્યું; કે જે ગોરોને માટે તેના દુઃખે દુઃખી અને સુખે સુખી એવી માન્યતા આજ પૂર્વે ૪૦ વરસ ઉપર મારી બાળક અવસ્થામાં પણ પરગામના યજમાનને ત્યા પ્રસંગે જતાં, જોવામાં આવતી અને અત્યંત પ્રેમથી ગોરને ચરણમાં પ્રણામાદિ કરતા દીઠેલ છે. એ વખતે બ્રાહ્મણોની કેવી મહત્તા હતી!

## આપણે વેદોક્ત સંસ્કાર ત્યાગ કર્યો

શા માટે આપણે વેદોક્ત સંસ્કાર ત્યાગ કરી દીધો? અને કયા કાળમાં, તે પણ આ સાથેજ જાણવાની જરૂર— જીજ્ઞાસા ઉદ્‌ભવે એ સ્વભાવિક છે.

## "જૈન ધર્મ"

આ ધર્મનો પ્રચાર આજ પૂર્વે ૨૫૦૦ વર્ષ લગભગ હિંદમાં પ્રકટ થયો. જે આપણા વેદોકત ધર્મના યજ્ઞયાગાદિ

કર્મોની પદ્ધતિ જોઇ જીવ દયાની તરફેણમાં પ્રથમ બૌદ્ધોએ અને પછી જૈનોએ પોતાના પથનો વિસ્તાર કરવા માંડયો. આ બન્ને પૈકી બૌદ્ધ ધર્મના પુરસ્કર્તાને આપણા ધર્મના શ્રી કુમારિલ ભટ્ટ અને શ્રી શંકરાચાર્યે હરાવી—પરાસ્ત કરી હિંદમાંથી તદ્દન નાશ કર્યો. પણ જૈન પંથ કે જેણે હિંદુ ધર્મના પુરાણો સાથે પોતાના ધર્મગ્રંથોમાં-ઇશ્વરના ચોવીસ અવતાર જેવા ચોવીસ તીર્થંકર ઠરાવી આર્યધર્મને મળતા કેટલાક રૂઢ ભાવો પ્રકટ કર્યા, અને આર્યોમાં-હિંદુ ધર્મનું જ પ્રથમ અનુકરણ કરી, ધીરે ધીરે પોતાના પંથનો જમાવ કરતા ગયા. જ્યાં હિંદુના જાત્રાના સ્થળો ત્યાં જૈનોએ પણ વખત પ્રમાણમાં રાજાઓને હાથ કરી તેમની મદદથી જૈન મંદિરો પણ બાંધી દીધાં, અને પોતાનુ બળ વધાર્યું, આથી ઘણા લોકોનુ મન ચલાયમાન થયુ. જૈન અને વેદધર્મમા ફેર નથી પણ યજ્ઞાદિમાં પશુ હિંસા એ નઠારૂં કર્મ છે એમ બોધ કરી વેદધર્મ સારો નથી, નાસ્તિક છે એમ ઠરાવી વેદધર્મ છોડાવ્યો, અને પોતાનો પથ વધાર્યો, આ તેમનો મુખ્ય હેતુ હતો.

આ લોકોના સિદ્ધાંતમાં ૭ તત્વ મનાયેલાં છે. જીવ, બુદ્ધિ, આકાશ, કાળ, સર્ગ અને મોક્ષ. એમના ગ્રંથો મુખ્યત્વે કરી " માગધી ભાષા "માં છે, બૌદ્ધના પાલી ભાષામાં છે. માગધી ભાષા મગધ દેશની છે. આ મગધ દેશને પૂર્વે " ગિરિવ્રજ " અથવા રાજગૃહ કહેતા, આખા ભરતખંડમાં આ દેશ ઘણોજ આબાદ હતો. રાજા પણ ઘણો બળવાન જરાસંધ નામનો હતો તેને જીતવાને શ્રી ભગવાન, અર્જુન તથા ભીમને ગુપ્ત બ્રાહ્મણના વેશે જઇ યુક્તિ વડે

યુદ્ધ કરવું પડયું હતું સૈન્ય બળથી નહિં. સૈન્ય બળથી તે રાજા જીતાવો અશક્ય હતો. તેના ભયથી શ્રી ભગવાનને મથુરા છોડી દ્વારકામાં વસવાની જરૂર પડી હતી. તેવુ ભારતકાર કહે છે. આ ગિરિવ્રજ તે હાલના બિહારની સીમામા આવેલા ' રાજમહાલ 'ડુગરમાં તે રાજગૃહ હતું, રા ગાથી જે પાટલી પુત્ર શહેરની રચના માટે ડો. સ્પુનરના આધારથી દલીલ કરે છે તેજ પાટલીપુત્ર મગધની રાજધાનીનુ શેહેર હતું એ દેશજ એવો છે કે આખા ભરતખંડમાંના શહેરો પૈકી એકજ આ જરાસંધનું શેહેર અતિ ઉત્તમ છે એમ શ્રીભગવાનના મુખના વચનો છે. આ મગધ તેજ ' ધર્મારણ્ય " છે. મગધમાંજ ગયાજી શેહેર આવેલું છે. ત્યાં પિતૃશ્રાદ્ધ માટે આપણા ધર્મ-પુરાણોમાં ઉત્તમ વર્ણન છે' હિંદુઓનું પવિત્રમાં પવિત્ર-જાત્રાનું અને પરલૌકિક ક્રિયા કરવાનું સ્થળ છે આ બિહારની નીચે છોટાનાગપુર નામનો પ્રદેશ છે ત્યાં જૈનોનુ મુખ્ય સ્થાન છે. ત્યાં પારસ-નાથનુ મોટું મંદિર છે. જૈન પ્રવર્તકો પોતાના સિદ્ધાંતના છ તત્વ પૈકી જીવ જ્યારે પોતાના સ્વરૂપને ઓળખે એટલે મોટા પદને-તીર્થંકર પદ્નિે પામે છે. જીવની અજ્ઞાનતા દૂર કરવા-જીવે પવિત્રતા-અપવાસ ધ્યાન યોગ કરવાં જોઇએ એ ઉપદેશ છે. જે પુરૂષને જન્મ, દીક્ષા, કૈવલ્ય પ્રાપ્ત થાય અગર થયાં હોય તે તીર્થંકર કહેવાય છે. જે ઋષભદેવજી ભાગવત પંચમ સ્કંધમાં ઇક્ષ્વાકુ કુળમાં અયોધ્યામાં નાભિ રાજાને ઘેર જન્મ્યા તેજ જૈનના આદિનાથ કહેવાય છે. જે પરમહંસ ગતિને પામી દાવાગ્નિમાં દેહમૂકત થયા તેજ ભાગવતના અવતારી પુરૂષ રૂષભદેવજી છે. તેમના પુત્ર

ભરતે રાહૂગણને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, તેજ તેમના ઋષભદેવ. એકસો એક પુત્ર પૈકી ભરત જેષ્ટ પુત્ર હતા, આ ભરત પછી ભલન્દન નામના પુત્ર થયા તે વૈશ્યપણાને પામ્યા અને નવ યોગેશ્વરો થઇ ગયા. બાકીના બ્રાહ્મણપણાને પામી ગયા, એવું ભાગવતમાં વર્ણન છે. ભલન્દન તે વૈશ્ય ગોત્રના પ્રવર્તક ઋષિ થઈ ગયા છે.

શાલિવાહન શક પૂર્વે ૯૦૦ વર્ષ ઉપર પારસનાથ બનારસમાં અક્ષયસેન રાજાની વામા રાણીના પેટે જન્મ્યા હતા અને સંમેત શિખરપર સમાધિષ્ટ થયા. આ તેમના તેવીસમા તીર્થંકર છે. ચોવીસમા તીર્થંકર શ્રીમહાવીર સ્વામી ક્ષત્રિકુંડ નગરમાં સિદ્ધાર્થ રાજાની ત્રિશળા રાણીના પેટે જન્મ્યા હતા. તેઓ બોતેર વર્ષની ઉમ્મરે પાવાગઢમાં સમાધિષ્ટ થયાનું જણાવે છે. તે પારસનાથ પછી ૨૫૦ વર્ષે થયા હતા. આ મહાવીર સ્વામિના શિષ્યમાં ગૌતમાદિ બાર શિષ્ય અને ચંદ્ર પ્રભૂ નામના તીર્થંકરો છે.

પુરાણોની સાથે મેળ બેસાડવા સારૂ શ્રી નેમનાથ નામના તીર્થંકર ૨૨મા થયા, તેનું શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરાવ્યુ અને તેમાં શ્રીકૃષ્ણ હાર્યા, તેથી હરિ કહેવાયા. આ નેમનાથ તે શ્રીકૃષ્ણના કાકાના દીકરા ભાઇ થતા હતા, અને તે આગ્રામાં સમુદ્રવિજયની શિવા રાણીને પેટે જન્મ્યા હતા. અને ગિરનારમાં સમાધિષ્ટ થયા, આવું વર્ણન કરે છે. જૈનો પોતાના તીર્થંકરોને ન્યાયી, સદાચારી માને છે, અને પુરાણોના ચોવીસ અવતારી પુરૂષોને અન્યાયી, અનાચારી હતા તેમ જણાવે છે. શ્રીકૃષ્ણને પણ હાલમાં નરક સ્થિતિમાં જાહેર કરે છે, અને ભવિષ્યમાં શ્રીકૃષ્ણને તીર્થંકર બનાવવાના

છે, આ તેમનો મત છે આપણા ધર્મપુરાણોમાં જૈનધર્મને પાખંડ ધર્મપ્રવર્તક કહ્યો છે. જ્યારે તેમણે વેદ ધર્મ નાસ્તિક, માન્યો લાગે છે! અને રા. ગાંધી કહે છે કે, ' જૈન અને માહેશ્વરી ધર્મને હાલ જેવું તે વખતે કાંઇ વૈર નહોતું." પણ રા. ગાંધી તે બાબતથી અજાણ્યા છે. જૈનો અગર કોઈ પણ ધર્મ પોતાના પક્ષમાં રહી, પોતાની વૃધ્ધિ સારૂ ન્યાયી કે અન્યાયી, ધર્મ કે અધર્મ, જુએ નહિં. તે પૂર્વકાળથી અત્યારસુધીના પ્રવર્તેલા ધર્મો, પંથો, સમ્પ્રદાયો, જે જે જુઓ તેમાં એક બીજાની નિંદા, દ્વેષજ વર્ણવેલો છે. તો પછી જૈનો માટે પણ તેવું હોય તેમાં શું આશ્ચર્ય?

શ્રી ભગવાનનાં સ્વર્ગારોહણ પછી આ પૃથ્વીના અનેક દેશો, શેહેરો, ખડો, દરિયામા નાશ પામી ગયા છે. આપણા હિંદમાં, અરબી, બંગાળા ઉપસાગર અને દક્ષિણ મહાસાગરના પાણી મર્યાદા ઓલંઘિ ગયાં હતા. દ્વારકા નાશ પામી ગઇ હાલ દ્વારકા છે તે તેનો પુર્વ ભાગમાંનો કાંઇક અંશ છે. જેને ઓખામંડળ કહે છે, તેનેજ આનર્ત દેશ કહેતા હતા, આનર્ત, કચ્છનો વિસ્તાર પશ્ચિમ ભણી વિશેષ હતો. તે સમુદ્રમા નાશ પામેલો છે. આપણા પુરાણોમાં જેને છપન્નકોટિ જાદવનું સ્થળ કહે છે, તે દ્વારકાં, તે હાલની દ્વારકાનો 'શ્ચિમ ભાગ હતો. કેટલાક છપનકોટિ યાદવોને રહેવાની જગ્યા, દ્વારકા માટે અનેક સંશયો અને ટીકાઓ કરે છે. પણ ખરૂં જોતાં તો છપન્ન શબ્દ નથી. પણ **सपत्नकोटि यादव छे. सपन** એટલે ભજનારો, કોટિ એટલે પક્ષ, યાદવપક્ષને ભજનારો લોક અથવા કુળ તે. આવો

અર્થ નીકળે છે, એટલે જાદવનાં જેટલાં કુળ હતાં તે એકસંપી હતાં, બીજા કોઇથી પણ જીતી શકાય તેમ નહોતુ. રાજા પ્રજા અસલ હતાં-એવું ત્યાં એકસંપી બળ હતું. નાયક શ્રી કૃષ્ણ, બળભદ્ર, સાત્યકિ અને કૃતવર્મા હતા. જાદવોનો નાશ કરવા અન્ય કોઇ પણ રાજા પ્રજા સમર્થ નહોતી તેથી જાદવનો નાશ, જાદવકુળના ચાર નાયકોના હાથેજ થયો હતો. શ્રી ભગવાન સ્વધામ જવાની ઇચ્છાવાળા થતાં અર્જુનને બોલાવવામાં આવ્યા. અર્જુન દ્વારકાથી જાદવ સ્ત્રી મંડળને અને જાદવ વંશના એક બાળકને સાથે લઇ હસ્તિનાપુર જતાં રસ્તામાં આગ્રા ગામે આવી, જાદવકુળના બાળકને રાજ્ય ઉપર અભિષેક કર્યો અને તેને ગાદી સોંપી, ( महा भा. सौ. ) શ્રી ભગવાન સ્વધામ પધાર્યા પછી સાત દિવસે દ્વારકા જળમય થઇ ગઇ. આ જળપ્રલયથી પૃથ્વીના દરેક નીચાણ ભાગ પર પાણી ફરી વળ્યાં હતાં. હિંદના પશ્ચિમે કચ્છથી માંડી, કાઠિઆવાડ કાંઠો, પશ્ચિમ કાંઠો અને દક્ષિણ કાંઠો, અને લંકા એજ વખતે ડુબી ગઇ. પાંડવના વખતમાં લંકામાં વિભિષણ રાજ્ય કર્તા હતા (મહા ભા. રાજસૂય.) હાલમા લંકાનો કાંઇક અંશ સુમાત્રા તરીકે ઓળખાય છે. હાલનો સિંહલદ્વિપ તે પૂર્વનો દરિયા વચ્ચેનો મૈનાક પર્વત છે.

જૈનોએ અને બૌદ્ધોએ સિંહલદ્વિપમાં પ્રવેશ કરી ત્યાંથી ધર્મ પ્રવર્તાવ્યો છે. આગ્રામાં અર્જુને જાદવ વંશના બાળકને ગાદીએ બેસાડયો તે વંશમાં નેમનાથ થયા છે તે શ્રીભગવાન રામકાલિન નહોતો

જૈનોએ હિંદમાં ચાર વેદને બદલે નવા ચાર વેદ ઠરાવ્યા છે ૧ સદ્ધર્મ વેદ ૨ તત્વાર્થ વેદ ૩ આગમાર્થ વેદ ૪ દ્વાદશાંગ વેદ. આ વેદો જૈનાચાર્યો ભણે છે. બીજા ધર્મના બ્રાહ્મણોને તેઓ મિથ્યા બ્રાહ્મણ કહે છે. લખવાની પદ્ધતિમાં મથાળે શ્રી ગણેશાય નમઃ ને બદલે ૐ સિદ્ધં નમઃ લખે છે. જીવ જ્યારે આઠ કર્મથી રહિત થાય ત્યારે દેવ થાય છે એમ તે માને છે. તે આઠ કર્મ, ૧ જ્ઞાનાવર્ણિ કર્મ ૨ દર્શનાવર્ણિ કર્મ ૩ વેદની કર્મ ૪ મોહન કર્મ ૫ નામ કર્મ ૬ ગોત્ર કર્મ ૭ આયુષ્ય કર્મ ૮ અંતરાય કર્મ, આ આઠ છે. સિદ્ધની પ્રતિમાનું પૂજન કરે છે. નાના નાના જીવ ન મરે તે માટે વ્રત કરવાં, સ્નાન સંધ્યા ન કરવાં, પરંત જ્યોતિમાં નિર્વિકારપણાથી મચી રહેવું એ ઉપદેશ છે. સાધુઓ સ્નાન કરતા નથી. એકાંતવાસ, દેહકષ્ટ, યોગ્યાભ્યાસ મુખ્ય છે.

આ જૈન પંથ બિહાર અને છોટાનાગપુરથી પોતાના ધર્મની વૃદ્ધિ સારૂ માલવામાં પ્રથમ ઉતર્યો, ત્યાંથી મારવાડ અને ગુજરાતમાં દાખલ થયો. મારવાડમાંથી ગુજરાતમાં પ્રવેશ કરતાં પ્રથમ પાલનપુર આવે છે. તેની પાસે રા. ગાંધીએ બતાવેલું નરસિંહપુરા અને તેનો નરસિંહગચ્છ ૭૫૩ માં થયો જણાવ્યો છે, તે આ પ્રથમ જૈનનું દર્શન છે. રા. ગાંધીએ વહીવંચાના મુખના દોહરાનો જે અર્થ કર્યો છે તે જો ખરો અર્થ કરવો હોય તો આપણા ખડાતમાં વસતા વૈશ્યોનોજ નિશ્ચય હોવો જોઇએ.

ખડાત અને ખડાયતા, સં. ૬૧૧ માં સ્થાપન થયા પછી જેમ જેમ ખડાતમાં વસ્તી વધતી ગઇ તેમ તેમ ગુજરાનનાં સાધન માટે લોકોને ગામેતરાં કરવાની જરૂર પડે. હાલ પણ તે પ્રમાણે શેહેરના લોકો ગામડાંમાં જઈ અધવારૂ કરે છે અને ઘણો કાળ ત્યા વસવાથી ત્યાંજ નિવાસ કરી લે છે, અગર સમૃદ્ધ માણસ હોય તો પરૂ (ગામ) પણ વસાવે એ નિત્ય રિવાજ છે. તેથી જો કે બારોટના મુખનો દોહરો વિશ્વાસપાત્ર નથી છતાં કદિ તેનો ઉકેલ કરવો હોય તો જે સહજમાં સરળ અર્થ આવતો હોય તે કરી લેવો જોઇએ.

બારગામનાં બાર માઢ, શાલિંગાની નાડે ।
ગામેતરાંની ગાંઠ કીધી, સાબરમતિના કાંઠે ॥

" શાળીંગા—તે શાલિશાણા ગોત્રનો કોઇ માણસ કલ્પવો પડે. અથવા જૈન મતના શૈલહેલિ નામના જૈનિએ ખડાતના વૈષ્ણવોને ભોળવી ખડાતમાથી બહાર કાડવાનો નિશ્ચય કરેલો હોવો જોઇએ.

કવિતાનો અર્થ:—સાબરમતીના કાંઠે, શાલિંગાની સરદારી નીચે જે જે લોકોએ ગામેતરાં કરવાની (બીજા ગામ જવાની) ગાંઠ, નિશ્ચય કર્યો તે લોકો બાર વર્ગના હોવાથી બાર ગામ વસાવ્યાં. આ અર્થ પ્રાપ્ત થાય છે.

ગામેતરાં કરવાં એટલે ગામ જવું, અથવા ગામેગામ વારવાર જવુ આવવું તે. હાલ પણ તેને ગામેતરાં કહે છે. ગામેતરાં એટલે બારગામના થઇ સાબરમતીના કાંઠે વસ્યા એવો અર્થ પ્રાપ્ત થતો નથી. માઢનો અર્થ રસ્તો થાય છે. ખડાતના લોકોએ જુદા જુદા વખતે રસ્તે, બાર ગામ વસાવ્યાં, અર્થાત્ ખડાતમાંથી વેપારીઓ આસપાસના

ગામડામાં જઇ વેપાર કરે અને છેવટ સુધી સમૃધ્ધ બનતાં નવાં નવાં ગામો પણ વસાવે અને તે ગામોને પોતાનાં ગોત્ર નામ આપે એમા કશો સદેહ લેવા યોગ્ય નથી. એટલે એક ગોત્રનો તમામ સમુહ વસે અગર વસાવે એવુ કાંઇ બનતું નથી. એક કુટુંબમાં એકાદ માણસ વેપાર અર્થે ગયો તે પોતાના ગોત્રનુ નામ આપી શકે, અને ત્યાં જઇ વસવાટ પણ કરી શકે તેથી કાંઇ તેના જે પિત્રાઇઓ હોય તે બધા પણ ત્યાં જાય તેવું કાંઇ બને નહિ. એટલે ખડાતમાં જે રહ્યા તેનું ગોત્ર અને તે ગોત્રનો એકાદ ગામડામાં વસ્યો તેનુ પણ ગોત્ર તેજ હોય તે ઉઘાડું છે, અને તેમા કદાચ ગામડામાં વસેલું કુટુંબ બીજા ધર્મમા ભળી જાય તેથી પોતાનું ગોત્ર કાંઇ ભૂલી જાય નહિં. તેમ તેજ ગોત્ર વાળો શહેરમાં રહેતો હોય તે પિત્રાઇ છતા ગામડાવાળા બીજા ધર્મમાં ગયેલા હોય તેનો સબધ પણ રહેતો નથી. અર્થાત્ એક ગોત્રના છતાં ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ થઇ જવાથી ધર્મનુ ઉલ્લંઘન પણ સાથે થઇ જાય છે. *

---

* હાલમા અમદાવાદમાં શેઠ માણેકલાલે કાંકરિયા રોડ આગળ મણિપુર વસાવ્યું છે. એટલે ભવિષ્યમા મણીપુરથી અમદાવાદમા માણેકલાલ શેઠ રહેવા આવ્યા એ કહેવુ જેટલે દરજ્જે ઠરાવી શકાય તેટલે દરજ્જે, ગૌદાણા, નાદોલાથી આવી ખડાત વસાવ્યું એવું ઠરી શકે. વળી ક્ષત્રિના વૈશ્ય બનાવનાર તો શ્રી ગાંધી છે. કાંઇ જૈનના લાવણ્ય મુનિ કહેતા નથી. દલિલ, વિમળ પ્રબધની લીધી છે. પણ અર્થ જોયો નથી.

**येषां स्थानेषु ये येषु वासिनः वणिजः स्थितः ।**
**तेषां तद्वटंकेन ज्ञाति ख्यातेव भूतले ॥**

" જે જે સ્થાનને વિશે વણિકો રહેલા છે તે તે સ્થાનની અટકો વડે, પૃથ્વીમાં જ્ઞાતિઓનાં નામ પડેલાં છે" આ ઉક્તિ ફક્ત વણિક માટેની છે. ક્ષત્રિ હોઇ વણિક થયેલાની નથી.

આ વાક્યમાં વણિજ શબ્દ છે. વણિજ શબ્દ વેદોક્ત સંસ્કારવાળા કહેવાય છે. જૈન-બૌદ્ધ થયેલાને વણિજ કહેતા નહોતા. જૈનો પોતાને હિન્દુ લખાવતા નથી તે વૈસ્ય કેમ લખાવે? વણિજનો અર્થ વેદોક્ત છે, **मंत्रिणे वाणिजाय** **(रुद्रसूक्त)** વણિજ એટલે વાણિયા; તે જૈન નહિ. ખડાતના લોકોમાંથી જે વેપાર, ગામડામાં કરવા ગયા અને ત્યાં રહ્યા તે પોતાના ગોત્રનું નામ ગામને આપે તે સ્વભાવિક છે સંવત ૬૧૧ પછી ૭૫૩ સુધીનો લેખ શ્રી ગાંધીએ જણાવ્યો નથી. એટલે "૭૫૩માં નરસીગપુરામાં જૈન ગચ્છ ત્યાર બાદ ૧૦-૧૧મી સદીમાં નાંદીયાણા, નાંદીગચ્છ, નાણકીયગચ્છ, કલ્યાણા, થરાદ ગચ્છ હતો એટલે જૈનોનું જોર નરશાણા, કલ્યાણા, નાંણા નાંદીયાણા આ ચાર ગામોમાં તો તે વખતે હતું, પણ બાકીનાં ગામો નંદનગર, મેરવાણા શાવલાણા, શાળીશાણા, ભટસાણા, વસીયાણા, કગરાણા અને ગોદાતા એ ગામોમાં તે વખતે નહોતું. નંદનગર ૯૬૮માંના ત્યાં લાખો નામનો રાજા હતો. જૈનનું પણ જોર હતું. શૈવિ વૈષ્ણવી ધર્મ પણ હતા. એટલે આ ગામનો ક્ષત્રિય રાજા ખડાતમાં આવ્યો તે વખતે તે વૈષ્ણવ હતો. સૂર્ય પૂજક હતો"

પણ અમો સવિનય પૂછીએ છીએ કે ૧૦૭૦માં ખડાતમાં

બાર ગામોની ટોળીઓએ આવી વસાહત કર્યું ત્યારે તેમણે ૧૦૨૧–૧૦૨૫ માં નાંદોદ, નાંણા, નરશાણાના તાજેતર દિક્ષિત થયેલા રજપૂતો, મેરવાણા, ગુંદાણાના લોક ચંદ્રાવતીમાં મળ્યાનું જણાવ્યું છે અને પાછું એમ જણાવ્યું છે કે તે ગામના લોકો જૈનધર્મના હતા, બાદ ખડાત વસાવ્યું. એટલે પરસ્પર વિરૂદ્ધ વચનનો ઉકેલ શી રીતે કરી આપવાનો છે? અમારે તે સાથે કાંઇ સબંધ નથી. આપણને સંસ્કાર ક્યારથી બંધ થયો તેજ ફક્ત જાણવાની જરૂર છે. ૧૦૨૧–૧૦૨૫ માં નાંદોલ, નાણા, કે નરસીગપુરાના લોકો જૈન થયેલા તે ૧૦૭૦ માં ખડાતમાં આવ્યાજ નથી એવો જૈનાચાર્યોનો પોતાનોજ મતછે, તે તેમની વંશાવલીમાં જોતાં જણાય છે. જોકે જૈનો ગુજરાતના બીજા ગામોમા જઇ વસ્યા હોય તથાપિ ખડાતમાં તો સંવત ૧૧૭૪ પછીજ પ્રવેશ કરવા પામ્યા છે તે નિર્વિવાદ છે. આ કાળે પાટણમાં સિદ્ધરાજ રાજા હતો. તે શૈવિ મતનો હતો અને ખડાત તેના તાબાનું હતું. ખડાતમા જૈનોએ પ્રવેશ કર્યા છતાં તેમનું ત્યા જોર ચાલતું નથી, તેઓને ધર્મપણ હિંદુઓનો પાળવો પડયો છે. તે તેમની વંશાવાલીમાંના વચનોથી સિદ્ધ થાયછે. ખડાતમાં આવ્યા પછી ઇષ્ટશ્રી કોટયર્ક, હયગ્રીવ અવતારને ઇષ્ટ માનવા પડયા છે- ભાગવત પુરાણને માનવું પડયું છે અને રહેણી કરણી પણ હિંદુરીવાજને અનુસરી કરતા રહ્યા છે. આમ જૈનાચાર્યોને કરવાનું કારણ જો શોધીએ તો માલમ પડી આવેછે કે (૧) ખડાતમાં વૈશ્નવિ જોર (૨) રાજા શૈવિ (૩) ગુપ્તપણે રહીને બીજાધર્મના લોકોનો પરિચય કરવાનો હેતુ હોવાથી ગુપ્ત રહ્યા હતા, વૈશ્ન-

વિ જોર અને શૈવિ રાજા હોવાથી જૈનોનું કાંઇ ચાલે નહી અને જોર કરતાં જૈનનો ત્યાંથી કદિ નાશ પણ થઇ જાય. તેથી વૈષ્ણવ ધર્મને ઉપરથી માન આપ્યા વગર ચાલે નહી અગર તો રહેવું પણ મુશ્કેલ થઇ જાય.

પણ પોતાનો ઉદ્દેશ પાર પાડવા ગમે તે સંકટ વેઠવાં પડે, બીજો ધર્મ માનવો પડે તો પણ સંકટને નહિ ગણકારી પોતાનો હેતુ પાર પાડવા ખડાતમાં રહ્યા. છેવટે જ્યારે તેઓનો કાંઇ ઉપાય ન ચાલ્યો ત્યારે તેઓએ ખડાતના કેટલાક ભોળા લોકો સાથે અત્યંત પરિચય કરી, વશ કરી અથવા સ્નેહથી મળી જઇ બહાર ગામડામાં લઇ જઇ જૈન ધર્મની દિક્ષા આપી. તે જો બારોટના મુખનો દોહરો લાગુ પડતો હોય તો આ જૈન થનાર લોકો માટે માનવા યોગ્ય છે. ખડાતમાંની પ્રજાને ખડાતમાંજ જૈનિ કરવા તે બને તેમ નહોતું, તે અદ્યાપિ સુધી ખડાતમાં જૈનિ ચિન્હ પણ દેખાતું નથી. કદિ રા. ગાંધીને જડી આવેલી કેટલીક જૈનનિ મૂર્તિ હશે તો બીજા ગામના પરિચયથી લોકોની લાવેલી યા તો નાખી દીધેલી હોવી જોઇએ. તેથી સ્પષ્ટ થાય છે કે ખડાતમાં જૈન ધર્મ જરાપણ લાગુ થએલ નથી. જૈનો ખડાતમાં આવ્યા તેની વંશાવલી "સારસ્વત ચંદ્રિકા"ના છેલ્લા ટીપણમાં આપેલી છે. પ્રથમ ખડાતમાં આવી કથાનો પ્રારંભ કરી શ્રોતાઓને આશીર્વાદ આપતાં શ્રી કોટયર્ક ભગવાનની સ્તુતિ કરેછે, તેમના આદિ તીર્થકરોને મૂકી ભાગવતનો ઉલ્લેખ કરી શ્રી કોટયર્કનું સ્તવન કરે એ તેમની સરળતા કે પ્રપંચ? તે સહેજે વાંચનારના ધ્યાનમાં આવશે.

મહાભારતકારના વર્ણનથી કોટિતીર્થ જાણીતું છે, તેમાં યજ્ઞનારાયણ હયગ્રીવ અવતાર ભગવાન બિરાજે છે. તેને જૈન ધર્મના આચાર્યો પણ જાણે છે. પણ તે સૂર્યનું મંદિર છે એમ કહેતા નથી. વંશાવલી સંસ્કૃતમાં છે, તેની ટીકા પણ સંસ્કૃતમાં છે જે અમે નીચે પ્રમાણે ઉતારો લેઇ નોંધી છેઃ—

अथ श्रावकश्रोतृणामभीष्टसिद्धेष्टदेवता-शिषमाह ।

अवताद्वो हयग्रीवः कमलाकर ईश्वरः ।
सुरासुरनराकारमधुपापीतपत्कजः ॥

अर्थः—। हयग्रीवः ईश्वरो वो युष्मान् शिष्यान् अवतात् रक्षतु हयस्य ग्रीवा इव ग्रीवा यस्य स० अर्थात् पुरुषशरीरः अश्वमुखश्चतुर्विंशत्यवतार मध्यस्थ एको भगवतो अवतारः । उक्तंच भागवते पंचमस्कंधे अष्टादशाध्याये षष्टे काव्ये । वेदान् युगांते तमसा तिरस्कृताम् रसातलाद्यो नृतुरंग-विग्रहः ॥ प्रत्याददे वै कवयेऽभियाचते तस्मै नमस्ते वितथेहिनाय ॥ २ ॥ सांप्रतं तु तां हय-ग्रीवमूर्त्ति भद्राख्यखंडे धर्मपुत्रो राजा भद्रश्रवाः पूजयन्नस्ति इति पुराणोक्तिः । कथंभूतो हयग्रीवः कमलाकरः कमलां लक्ष्मीं करोतीति यद्वा कमलाया

लक्ष्म्या आकरः पुनः कथंभूतः ईश्वरः इष्टे ऐश्वर्यं करोतीति ईश्वरः पुनः कथंभूतः सुरासुर० के पानीये जाते कजे पादावेव कजे कमले पत्कजे सुराश्च असुराश्च नराश्च सुरासुरनरास्ते पत्राकारा येषां ईदृशा ये मधुपा भ्रमरास्तैः आपीते अत्यादरेणावलोकिते पत्कजे चरणकमले यस्य स इति ॥

तीर्थे वीरजिनेश्वरस्य विदिते श्रीकोटिकाख्ये गणे श्रीमच्चंद्रकुले वटोरुहबृहद्गच्छे परिम्लाचिते ॥ श्रीमन्नागपुरीयकाव्हयतया प्राप्तावदातेऽधुनास्फूर्जभ्दूरिगुणान्विता गणधरश्रेणी सदा राजते ॥ २॥ वर्षे वेदमुनींद्रशंकरमिते ११७४ श्रीदेवसूरीप्रभुर्जज्ञेभूत्तदनुप्रसिद्धमहिमापद्मप्रभः सूरिराट् ॥ तत्पट्टे प्रथितः प्रसन्नशशभृत्सूरिः सतामादिमः सूरींद्रास्तदनंतरं गुणसमुद्राव्हा बभू वुर्बुधाः ॥ तत्पट्टे जयशेखराख्यसुगुरुः श्रीवज्रसेनस्ततस्तत्पट्टे गुरुर्हेमपूर्वतिलकः शुद्धक्रियाद्योतकः ॥ तत्पट्टे प्रभुरत्नशेखरगुरुः सूरीश्वराणां वरस्तत्पट्टांबुधिपूर्णचंद्रमनसः श्रीपूर्णचंद्रः प्रभुः ॥ ४ ॥ तत्पट्टे जनि हेमहंससुगुरुः सर्वत्र जाग्रद्यशाः आचार्या अपि रत्नसागरवरास्तत्पट्टपद्मार्य्यमा ॥ श्रीमान् हेमसमुद्र-

सूरिरभवच्छ्रीहेमरत्नस्ततस्तत्पट्टे प्रभुसोमरत्नगुरवः सूरीश्वराः सद्गुणाः ॥ ९ ॥ तत्पट्टोदयशैलहेलि रमलश्रीजेसवालान्वयाऽलंकारः कलिकालदर्पदमनः श्रीराजरत्नप्रभुः ॥ तत्पट्टे जिनविश्ववादिनि वहागच्छाधिपाः संप्रति सुरिश्रीप्रभुचंद्रगुरवोगांभीर्यधैर्याश्रयाः

( જેટલું સંસ્કૃત છે તે જૈનાચાર્યોના હાથનુજ છે, અર્થ ગુજરાતીમાં અમે કર્યો છે )

અર્થ—કથા સામળનારા એવા શ્રાવકોના મનવાંચ્છિત પૂર્ણ કરનારા ઇષ્ટદેવતાની આશિષને કહે છેઃ—

હયગ્રીવરૂપ ઇશ્વર' તમો શિષ્યોનું રક્ષણ કરો. જેની ડોકને ઉપરનો ભાગ ઘોડાના મુખવાળો છે, તે હયગ્રીવ ભગવાન્ પુરૂષ શરીરવાળા છે. અને તે ભગવાનના ચોવિશ અવતાર પૈકી આ તેમનો એક અવતાર છે. ભાગવત પુરાણના પાંચમા સ્કંધના અઢારમા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં એમ કહ્યું છે કેઃ—

પ્રલય સમયે દૈત્યો વેદોને લઇ ગયા હતા તે વેદોને બ્રહ્માની પ્રાર્થનાથી આપ હયગ્રીવનો અવતાર ધારણ કરી પાતાળમાંથી વેદોને પાછા લાવી બ્રહ્માને આપતા હવા. તે સત્ય સંકલ્પવાળા આપને અમે નમસ્કાર કરીએ છીએ.

" હાલમાં હયગ્રીવ મૂર્તિ ભદ્રાશ્વ નામના ખંડમાં ધર્મના પુત્ર ભદ્રાશ્વા પૂજે છે." એવું પુરાણમાં કહ્યું છે. હયગ્રીવ

ભગવાન્ જે કમળનું ઉત્પત્તિસ્થાન, લક્ષ્મીના ભંડાર, ઐશ્વર્યયુક્ત અને મધને ઇચ્છનારા ભ્રમરો જેમ એક ચિત્તે ધ્યેયને જુએ છે તેમ દેવ દાનવ અને મનુષ્યો જેના ચરણ-કમળને વિષે ધ્યાનમાં આદર કરે છે તે હયગ્રીવ ઇશ્વરાવતાર છે." ( હવે વંશાવલી છે )

આ વંશાવલી જોતાં પ્રથમના શ્લોકમાં કોટિતીર્થનું વર્ણન કર્યું છે, ત્રીજા શ્લોકમાં ૧૧૭૪ ના સૈકાથી આરંભ કરે છે. એ આપણા મુદ્દા છે.

હવે જૈનોને પોતાના ગ્રંથો છે. તીર્થંકરો છે. છતાં શ્રાવકોને ભાગવત પુરાણમાંના, ઇશ્વરી અવતારનું કથન કરવાનું શું પ્રયોજન? પોતાના શિષ્યોને આશીર્વાદ આપવાના તેમની પાસે ઘણા ધર્મ પ્રચારક વ્યાખ્યાન ગ્રંથો છે. તેનું અવલંબન લીધું નથી, અને બીજા ધર્મના, અને તેમાં વળી ભાગવત કે જેમાં પાંચમાજ સ્કંધમાં "પાખંડ મત પ્રવર્તાવનાર કળિયુગમાં થશે" એવો ઉલ્લેખ છે તે ભાગવતનું ગ્રહણ કેમ કરાયું? બીજું, કોટિતીર્થનું વર્ણન, અને કોટિતીર્થમાં રહેલા ભગવાન કોટયર્ક હયગ્રીવ તેમજ તેઓ માનતા હતા; અને અમારૂં માનવું પણ તેવું છે એ અમને સમર્થન આપનારૂં છે, એટલે કોટિનો અર્થ જે કોઇ "કરોડો" કરતા હોય તે નમ્રમતાનુસાર ખોટો છે. અને સૂર્ય અર્થ, અર્કનો કરે છે તે પણ ખોટો છે, ત્રીજું જૈનો ૧૧૭૪ નો સૈકો બતાવે છે અને ૧૧૭૪ માં 'કોટિ-તીર્થમાં સૂરિ પ્રભૂ જન્મ્યા" ત્યાંથી શરૂઆત કરે છે. તેના

પછી બ્રહ્મા, શિવ વગેરેની સૂરિપદથી વ્યાખ્યા કરી વંશાવલીના કથનનો આરંભ કર્યો છે.

જો રા. ગાંધીએ બુદ્ધિસાગરજીને પૂછ્યું હોત તો તેઓ પણ કહેત કે આ દેવ ચંદ્રવંશીય કૃષ્ણ નહિં, અને વહિવંચાને પૂછ્યું હોત તો તેઓ પણ કહેત કે આ જૈન ધર્મના દેવ નથી. ટોડસાહેબને પૂછ્યું હોત તો તેઓ પણ hammon હામન અગર homen (પારસીના હોમ, સોમ) કહેત નહિં.

શ્રીકૃષ્ણ ભગવાન્ આખા જગતના પ્રભૂ છે, એમ સનાતન ધર્મના દરેક મનુષ્યનું માનવું છે. અને બ્રાહ્મણથી અંત્યજપર્યંત તેઓ પ્રભૂને પ્રેમથી ભજે છે; પરંતુ પ્રકરણ, વશાત્ જ્યાં જે વિષયની ચર્ચા ચાલતી હોય ત્યાં તેનુંજ પ્રાધાન્ય લેવું ઘટે છે. શ્રીકૃષ્ણ અને શ્રી કોટયર્ક સ્વરૂપ જૂદું નથી તેમ કોઇ તેવું માનતું પણ નથી. પણ ભાટી ને યાદવ તે ચંદ્રવંશીય હોવાથી અને ખડાતમાં આવી વસ્યા અને સૂર્ય પૂજક હોવાથી કૃષ્ણની ભાવના મૂકી તે આ સ્થાને અણઘટતું છે. શ્રીકૃષ્ણ સ્વરૂપ સર્વત્ર વ્યાપ્ત છે. બ્રહ્મ છે. પરમ તત્વ છે અને શ્રીકૃષ્ણજ સર્વરૂપ છે, તથાપિ અમારો વિષય શ્રીકૃષ્ણ પ્રભૂના દૈવિ અવતારનું કથન કરવા રૂપ છે. તેથી અમે શ્રી કોટયર્કને પ્રાધાન્યપણું આપીએ છીએ; તેમજ વેદ, ઉપનિષદ, મહાભારત અને જૈનાચાર્યો પણ સૂર્ય હોવાનું ના કહે છે. અને કોટિ એટલે કરોડો એ અર્થ પણ અશુધ્ધ જતો કહી, કોટિ તે જગ્યાનું નામ

છે તે જણાવી દે છે અને અર્ક તે નારાયણ પ્રભૂ શ્રીકૃષ્ણનું કોટયર્કજ છે એમ અમારો કહેવાનો ભાવ છે.

આ લોકો ખડાતમાં આવ્યા. અંતર પ્રપંચ અને બહાર વેદ સ્તુતિ દેખાડતા આપણને ભોળવવા લાગ્યા. પૂર્વકાળનો લોકસમુહ બહુજ ભાવિક હતો. કોટયર્કની સ્તુતિ કરનારા જૈનોના અંતરપ્રપંચને નહિ જાણી તેમના પરિચયમાં આવ્યા. વેદોક્ત સંસ્કાર ધીમે ધીમે કરવાનું છોડાવી દીધું. આ કામમાં ફલિભુત થવા સિદ્ધરાજના વખત સુધી તો જૈનોએ વૈશ્નવિ ધર્મનો બહારથી ડોળ રાખ્યો. કુમારપાળના વખતમાં અડધીપડધી રીત ગ્રહણ કરી; છેવટ ઇ. સ. ૧૨૪૦ થી આરંભી ૧૩૦૦ ના સૈકામાં ગુજરાતમાં વસતા વણિકોને થતો સસ્કાર તજાવી દેવડાવ્યો અને જ્યાં ત્યાં જૈન મંદિરોજ બંધાવી દીધાં અને પોતાના ધર્મની પ્રગતિ વધારી દીધી. આ પ્રમાણે ગુજરાતના વૈશ્યોમાં વેદોક્ત ધર્મનો ત્યાગ થઇ ગયો અને સંસ્કાર રહિત નામ માત્રના વૈશ્યો રહ્યા. જે હજુ સુધી તેવીને તેવીજ સ્થિતિમાં છે.

આવી જૈનની પ્રગતિ વધતાં શ્રી શંકરાચાર્ય શૃંગેરી મઠના સંન્યાસીઓએ જૈનો સામે માધવ સંપ્રદાય નામનો નવો પંથ ચૌદમા સૈકામા ચલાવ્યો. તે પછી બીજો નિમાનંદી અને ત્રીજો રામાનુજ સંપ્રદાય જ્યોતિમઠના એ રામાનંદ નામના સંન્યાસીએ ચલાવ્યો અને ચોથો શ્રી વલ્લભ પુષ્ટિ સંપ્રદાય પંદરમા સૈકામાં ચાલ્યો. પુષ્ટિપંથથી, આચાર્ય શ્રી વલ્લભાચાર્યજીનો જન્મ સંવત ૧૫૩૫ માં થયો હતો અને જૈનોનું જોર ઉત્તરોત્તર તૂટતું ગયું, તે વખતે સંસ્કાર રહિત થઇ ગયેલા વૈશ્યોને તિલક કંઠી અને શ્રી-

નૃસિંહ, વામન, રામચંદ્ર, કૃષ્ણ ઉપાસ્ય મૂર્તિનું સેવન અને ભક્તિનો બોધ થયો

જે લોકો જૈનમાં એક વર્ણને પામી ગયેલા જેમાં અ. નેક જાત ભળી ગઇ હતી, તે લોકો વેદોકત સંસ્કાર અને ક્રિ. યાઓમાં બ્રાહ્મણોના સમાગમનો સર્વથી ત્યાગ કર્યો. મરણ પાછળ ફકત જૈન દેવાલયો બંધાવવાં એજ તેમનો કલ્યાણનો માર્ગ શોધી આપ્યો, જે લેખો જૈન મંદિરમાંથી આપણને પ્રાપ્ત થયાછે તે લોકો જૈન થઈ ગયેલા વર્ણાશ્રમ રહિત ખડાયતા વૈશ્ય બંધુઓના છે, કે જે લોકો જૈનના એક આરે વર્ણમાં અનેક જાતો સાથે સેળભેળ થયેલા છે તે સાથે આપણને કોઇપણ જાતનો સંબંધ નથી. આ લોકોમાં કોઇપણ જાતની ધર્મક્રિયા નથી. જો કાંઇક હોય તો જે વૈશ્યો હોઇ જૈન થઇ ગયેલા છે તેઓ લગ્ન વખતે કાંઇક સંસ્કાર રાખતા જોવામાં આવેછે. બાકી સ્પર્શાસ્પર્શ, સૂતક, ઉત્તરક્રિયા, ગર્ભાધાનાદિ ક્રિયા તથા શ્રીમંતાદિનો તદન અભાવછે અને આપણે જો કે સંસ્કારરહિત છીએ તથાપિ વર્ણાશ્રમરહિત નથી અગર જૈનના અનેક મિશ્ર જાતિ વર્ણમાંથી આવ્યા નથી, તેથી વેદોકત સંસ્કાર હજુ પણ કરીએ છીએ. પછી સ્મૃત્યાદિ પ્રમાણથી સંસ્કારહિત પણું, ઘણી પેઢી થઇ જતાં રહેવાથી તે વ્રાત્ય દોષ આપણને લાગે અને ઉપવિતાદિ સંસ્કાર આપવા આચાર્યો ના પાડે અને તે બદલ કંઠી તિલક આપી ઉપદેશ કરે અને સત્શૂદ્ર ગણે તે જુદી વાત; પણ આપણે વર્ણાશ્રમ રહિત તો થયા નથીજ એ નિર્વિવાદ છે.

ભરતખંડમાં જૈન ધર્મ ગુજરાત, મારવાડ, મેવાડ અને માળવામાં વધારે જોવામાં આવે છે. શ્રીમાળી, પોરવાડ,

કપોળ, મેવાડા. મોઢ, નાગર, લાડ, વાયડા, નિમા, ઇત્યાદિ તમામ વૈશ્યો વિશેષે કરી ગુજરાતમાંજ છે. તેઓ સર્વના ઇષ્ટદેવ મૂળમાં મહાદેવ, માતા, વિષ્ણુ વગેરે હતાં. શ્રીમાળીના મહાકાળ, મેવાડાના એકલિંગજી, મોઢની દેવિ, નાગરના હાટકેશ્વર, વગેરે હતા. પાછળથી જૈન પ્રગતિમાં તેઓ સપડાયા પછી તે ઇષ્ટદેવ છુટી જતાં જે જે સંપ્રદાયમાં તેઓને દિશા મળી તે સામ્પ્રદાયિક ઉપાસ્યને મુખ્ય માનવા લાગ્યા.

જે વૈશ્યો માધવ સમ્પ્રદાયમાં ગયા તે નૃસિંહજીને, નિમાનંદીમાં વામન, રામાનુજમાં રામચંદ્રજી અને પુષ્ટિ સમ્પ્રદાયમા શ્રીકૃષ્ણ ઉપાસ્ય એ પ્રમાણે ઉપાસના થવા લાગી. ધર્મ ક્રિયાઓ પોતાનાજ સ્થળના બ્રાહ્મણોને બોલાવી વેદોક્ત સંસ્કાર કરવા લાગ્યા અને આચાર્યોએ ઉપવિતાદિ સંસ્કાર નહિ આપી કંઠી બધાવી, તે હાલ સુધી ચાલુ છે. તો પણ હવે તો ઘણા વૈશ્યો ઉપવિતાદિ સંસ્કાર કરાવી સંધ્યાદિ કર્મ કરે છે.

હવે આપણે માટે જો પૂછીએ તો આપણે સંસ્કારરહિત થઈ ગયા ખરા, પણ નિરંતર બ્રાહ્મણો સાથે રહેવાના પરિચયથી ધાર્મિક ક્રિયાનો સર્વથા લોપ થઈ શક્યો નહિ. કાંઇક અંશમાં સંસ્કાર તો રહીજ ગયો અને બ્રાહ્મણોએ તમારૂં ધર્મ માટે રક્ષણ કર્યું. તેમ અન્ય વૈશ્યો જેમ પોતાના પૂર્વના મૂળ દેવને ભૂલી ગયેલા તેમ તમારે કાંઈ થયું નથી અને તેનું કારણ બ્રાહ્મણો સાથેજ રહેવામાં રહેલું હતું. અન્ય વૈશ્યોને પોતાનું મૂળ ભૂલી જવાથી અને જૈનના એક વર્ણમાંથી ઉદ્ધાર થયેલો હોઇ અર્વાચીન

સામ્પ્રદાયિક આચાર્યોનું શરણ જેમ લેવું પડયું તેમ તમારે અત્યાર સુધીમાં કોટયર્ક સિવાય અન્ય શરણ અથવા સાંપ્રદાયિક દિક્ષા લેવાની જરૂર પડી નથી. એજ તમારી શ્રેષ્ઠતાનો ઉત્તમ દાખલો છે. આપણો પૂર્વનો ચાલતો આવતો કોટયર્ક સંપ્રદાયજ હજુ આપણા હૃદયમાથી ખસ્યો નથી તે સંપ્રદાય શ્રી ભગવાન નારાયણે કહેલો, વિષ્ણુના દૈવિ અવતારનો વેદોક્ત હોવાથી તુલશીની કંઠી તિલક તો તેજ વખતનાં આપણે ધારણ કરેલાં છે. હાલમા આપણે જે પુષ્ટિ સંપ્રદાયમાં છીએ તે તો ફકત આજ પૂર્વે ૪૦–૫૦વર્ષ ઉપર અગર છપ્પન ભોગ વખતે અથવા તે અરસામાં શ્રીકોટયર્ક પ્રભુને પુષ્ટિમાં "સેવ્ય" કરાવ્યા તે આપણે સર્વ જાણીએ છીએ . આ દાખલો સર્વ જાતિના વૈશ્યોમાં તમોને ખડાયતા વૈશ્ય જ્ઞાતિને માટે ઉત્તમ રીતે સિદ્ધાંત કરનારો છે, કે અન્ય સર્વ વૈશ્યોનો હાલ લગભગ પુષ્ટિ સંપ્રદાય છે અને સેવ્ય–મૂર્તિ શ્રીકૃષ્ણ પ્રભુની છે; તેવીજ રીતે જો કે પુષ્ટિ અને કોટયર્ક સંપ્રદાયમાં મુદ્દો એકજ છે, તથાપિ બીજા વૈશ્યોની માફક આપણને હાલના સાંપ્રદાયિક આચાર્યોની દિક્ષા લેવા જવા પડયું નથી તે નથીજ. આ જ શકવગરનું દૃષ્ટાંત છે. ( વર્તમાન કાળમાં જે બ્રહ્મસંબંધ લેવાય છે, તેનું અત્રે સ્પષ્ટિકરણ થતું નથી ) જો કોઇ આચાર્યની દિક્ષા હોત તો અને કોટયર્ક પ્રભુ સ્મરણમાં હોત તોયે તેજ વખતે શ્રી કોટયર્ક પણ બીજા સાંપ્રદાયિક આચાર્યોથી સેવ્ય થયા હોત. અગર શ્રીકોટયર્કને બદલે બીજી અન્ય ઉપાસ્ય મૂર્તિ હોત, પણ તેવું અત્યાર સુધીમાં બનવા પામ્યું નથી. જે પુષ્ટિ સંપ્રદાય હાલમાં ગ્રહણ કરવામાં આવ્યો છે

તે ચુસ્ત કહેવાતા અગ્રગણ્ય વૈશ્યોનું હાલતું પગલું છે. છતાંય આપણે પોતાના દૃષ્ટિદેવ શ્રીકોટયર્કને પ્રાધાન્યપણે માનીએ છીએ અને રીત રીવાજમાં તેમનું સ્મરણ રાખીએ છીએ તેજ શ્રીકોટયર્કનું મહત્વ છે.

ઉપરના વર્ણનથી આપણે શુદ્ધ વૈશ્યરૂપ છીએ તેમાં કોઇપણ પ્રકારે ભ્રાન્તિનું સ્થાન રહેતું નથી.

પૂર્વ પક્ષની દલીલ છે કે– " જૈન કોમમાં વર્ણાશ્રમ નથી. તેમાં અનેક જાતના લોકો ભળી જઇ પોતાની નાત જાતનો ત્યાગ કરી વર્ણરહિત જૈન કોમને પામી એક સમુહ થયો છે " જો આ દલીલ જ વૈશ્ય માટે ઘડીભર માની લેઈએ તો સવાલ ઉત્પન્ન થાય છે કે—

અનેક જાતના લોકો પોતાની મૂળ વર્ણ ત્યજી જૈન કોમમાં વર્ણ રહિત થયા પછી કાળાન્તરે તેમાંના અમુક અમુક વૈશ્ય છે એવું ઉત્તર કાળમાં કોણે ઠરાવી આપ્યું? શું તેઓને વૈશ્યપણાની છાપ મારી જૈન કરવામાં આવ્યા હતા, કે પાછળથી આ વૈશ્ય છે એમ ઓળખી શકાય? વર્ણરહિત થયા પછી વર્ણનું ચિન્હ કાંઇ પણ રહેતું નથી અને વર્તમાનમાં વૈશ્યવર્ણપણાનો જે આપણને અનુભવ છે, તે શું બીજા આગળ જાત છુપાવવાનો મનોકલ્પિત આપણો આડંબર છે? વર્ણરહિતમાંથી વર્ણ ( વૈશ્ય )ને પામવું કેવી રીતે બને અને તેનો શો આધાર! તે પૂર્વપક્ષ કદિપણ કહેવા સમર્થ નથી. તો પછી વર્ણરહિત કોમમાંથી આપણે અને બીજા વૈશ્યો થયા એ કહેવું વિચાર વગરનું છે. તે લોકોને માટે કાંઇ કહેવું હોય તો એટલુંજ કહેવું યોગ્ય છે કે " જૈન ધર્મમાંથી સનાતન ધર્મમાં આવ્યા " બીજી રીતે વર્ણ સિદ્ધિ થતી નથી. જેમ અનેક નદીઓ

સમુદ્રમાં ભળતાં પોતાના નામરૂપનો ( અમુક નામ ની નદી અને જળનો રંગ ) ત્યાગ કરી સમુદ્રરૂપ થઇ જાય તે પછી તેમાંથી અમુક નદી અને તેનું અમુક જળ એમ કોઇ શોધી આપે તેમ અનેક વર્ણમિશ્રિત થયા પછી તેમાંથી અમુક અમો ખડાયતા વૈશ્ય છીએ એમ કહેવું તે અતિ સાહસ છે. વળી ક્ષત્રિઓના વૈશ્ય બની જઇ જૈનમાં ભળ્યા પછી ખાંટ—ખડ્ગધારીયા—તલવારીઆ અગર બાલકની રમતરૂપ ખરરહ ખટથી ખડાયતા નામ અને વૈશ્યપણું સર્વથા સંભવતુંજ નથી. તે વાંચનારે ખાસ ધ્યાન દઇ વિચારી લેવું જોઇએ.

આથી આપણી જ્ઞાતિ વર્ણરહિતપણાને પામી નથી. એટલુંજ નહિં પણ વર્તમાનમાં જણાતી જે જે વૈશ્ય વર્ણ છે તે મૂળથીજ વૈશ્ય છે. વૈશ્યમાં જે લગ્ન વખતે તરવાર ધારણ કરવામાં આવે છે તે વૈશ્ય શ્રી રૂષભદેવજીના પૌત્ર ભળન્દનના વંશનો પરિવાર છે. રૂષભદેવ ક્ષત્રિ હતા. તેમના પૌત્ર ભળન્દન ક્ષત્રિ છતાં અહિંસક સ્વભાવને પામ્યાથી તેમને વૈશ્યપણું મળ્યું ( ભાગ. સ્ક. ૯ ) એટલે આ લોકો જૈનાચાર્યોથી વર્ણરહિત થયા નથી. એટલે મૂળ ભલન્દનથીજ તેઓ વૈશ્ય જ છે અને ભલન્દન તે વૈશ્યના મંત્રદષ્ટા રૂષિ કહેવાય છે. ( મત્સ્ય પુરાણ ) આ લોક વૈશ્ય સ્વભાવને પામ્યા છતાં તેઓ શ્રી રૂષભદેવજીના ક્ષત્રિ વંશમાંના હતા તે જણાવવા-તરવારનું ચિન્હ રહ્યું છે. ( મોઢ વૈશ્ય ) અર્થાત જૈન દિક્ષા પામી વર્ણ રહિતમ ભળેલા નથી.

હાલ જે કહેવામાં આવ્યું છે કે " ક્ષત્રિયોના વૈશ્ય બન્યા " તો અમારૂં કહેવું એટલું જ છે. કે જે જે ક્ષત્રિઓને જૈનાચાર્યોએ હિંસક બનાવી વૈશ્ય બનાવ્યા એવું કહેવા કરતાં વૈશ્યપણાના સ્વભાવવાળા કર્યા એમ કહેવું યુક્તિસર છે. કેમકે જે જે લોક પોતાની મૂળ વર્ણને ત્યજી દે તે તે લોક શૂદ્રત્વને પામે છે. કારણ કે વર્ણને ત્યજી, વર્ણરહિત અનેક મિશ્રિત જાતિઓના સબંધમાં જોડાયાથી શૂદ્ર જ કહેવાય છે. તેને વર્ણ હોવો સંભવતો નથી. તેથી ક્ષત્રિઓ પોતાના વર્ણને ત્યજી દઇ વૈશ્યના સ્વભાવવાળા થઇ વર્ણરહિત જૈન કોમમાં ભળવાથી વૈશ્ય બન્યા કહેવું તેના કરતાં શૂદ્રજ કહેવું યોગ્ય થાય છે. તેથી તેઓ વૈશ્ય વર્ણ થયા નથી પણ વૈશ્ય સ્વભાવના થયા તેમ કહેવું યોગ્ય છે. માટે તેઓ સર્વ શૂદ્રજ છે અને તેમાંથી પાછા વૈશ્ય થવુ તે બનવાજોગ નથી. અર્થાત્ જે જે વૈશ્ય હાલ છે તે સર્વ મૂળથીજ વૈશ્ય છે. ફક્ત ધર્મનો ફેરફાર છે અને આવા ફેરફારમાં કાળાન્તરે નિત્ય નિયમના અભાવે ગોત્રો, વંશ યાદ ન રહે તે સ્વાભાવિક છે. તે માટે શાસ્ત્રકારોએ વેદ વચનને અનુસરી ગોરોના ગોત્રનો ઉપયોગ કરવા વચન કહેલું છે. વેદમાં બ્રહ્મસુત્રમાં અધ્યયન અધિકારમાં નકી થયું છે કે, "ક્ષત્રિ અને વૈશ્યોએ પોતાના ગોત્ર, વેદ, શાખાના બ્રાહ્મણો પાસેજ કર્મ કરાવવું " એટલે વૈશ્યનું જે ગોત્ર વેદ શાખા હોય તેજ ગોરનું હોવુંજ જોઇએ અને આ પ્રમાણે વેદનું હોવાથી ગૃહ્યસુત્રોમાં દાખલ કરવામાં આવ્યું છે. જેને પોતાનું ગોત્ર યાદ ન હોય તેને ગોરનું ગોત્ર પણ પોતાને સમાન હોવાથી ગ્રાહ્ય છે, એ તેનો ભાવ છે. લગ્ન

વખતે ગોરનું ગોત્ર લેવાથી વર કન્યાનું ગોત્ર એક બોલાય છે તેથી વૈશ્યનાં ગોત્રો વેદોક્ત નથી એમ માનનારા સનાતન ધર્મને છેતરે છે, એમ અમારે કહેવું પડે છે. જેને સંસ્કાર એટલે શું અને ગોત્ર એક કેમ લેવાય છે તેનો લેશ પણ વિચાર ન હોય અને વગર જોયે જાણે આક્ષેપ કરવાનુંજ જેને દષ્ટિબિંદુ હોય તેને અમારે કયા દષ્ટાંતથી ગળે ઉતારવું? જે સ્વધર્મનિષ્ટ વિદ્વાન છે તે પોતે અમારા ઉપરોક્ત વિચારોનું સૂક્ષ્મ અવલોકન કરી નિશ્ચય કરી શકશે, અને તેનો સારાંશ ગ્રહણ કરશે. પંડિતમન્ય જનો માટે અમારા તેમને નવો પાઠ ભણાવવાનો ઉદ્દેશ નથી. જે જે બ્રાહ્મણાદિ જ્ઞાતિઓ છે તે પૈકી ત્રણ દ્વિજ કહેવાય છે અને તે દ્વિજમાં વૈશ્યનો સમાવેશ થાય છે. દ્વિજ વૈશ્ય ગોત્રવાળા છે, અને જે નામથી વૈશ્યની જ્ઞાતિ સંજ્ઞા પડે તેજ જ્ઞાતિના બ્રાહ્મણો તેના ગોર હોય છે. એટલે પ્રથમથીજ પરસ્પર એકબીજાના ગોત્ર શાખા પ્રમાણે સંબંધમાં જોડાઇ જાય છે. તેથી કુળગોર એ નામ બ્રાહ્મણને મળે છે. આ કુળ ગોરને અને કુળ યજમાનને એકબીજાના કુટુંબમાં ગોત્ર એક હોવાના કારણે મરણોત્તર વખતે સ્નાન કરવાનું લાગુ પડે છે. આ રીવાજ આપણામાં હતો. વાંચનારે પોતાના કુટુંબના પચાસ વરસ ઉપરના વડીલને પૂછવું કે "પોતાના કુળ ગોરના કુટુંબમાં મરણ હોય તે પ્રસંગે યજમાને સ્નાન કરવું જોઇએ? અને જો તે વડીલ સ્વધર્મનિષ્ટ હોય તો તેને અનુભવ હોવોજ જોઇએ અને જો આ વાત સાચી અનુભવની હોય તો પછી ગોર અને યજમાનનાં ગોત્ર એક છે એમ માનવામાં

શું વાંધો છે? બ્રાહ્મણોએ મુખ્ય વંશ પ્રવર્તક ઋષિ લીધા તો વૈશ્યે તેજ ગોત્રના પુત્રોનાં નામ લીધાં છે તેથી જુદાં જુદાં લાગે છે પણ પરિણામ એકમાંજ સમાય છે.

"વિજાપુરમાં રહેતા ખડાયતામેવાડા છે અને તેમને પૂર્વે યજમાનની વૃત્તિ હતી" એવું જે જણાવે છે તે વંઝા પુત્રવત્ છે. ખડાયતા બ્રાહ્મણોના મેવાડા બ્રાહ્મણો પૈકી કેટલાક કુળ ગોર તરીકે છે, અને તે મેવાડા બ્રાહ્મણોની યજમાન વૃત્તિ ખડાયતા બ્રાહ્મણો ઉપર છે. ખડાયતા વૈશ્યની યજમાનવૃત્તિ મેવાડા બ્રાહ્મણોની નથી, તે સ્મરણ રાખવું જોઇએ. મેવાડાઓનો, કોટયર્ક, ખડાત અને ખડાયતા સાથે કોઈ પણ જાતનો સંબંધ મને તો લાગતો નથી. મેવાડાને ખડાયતા પદ જોડવામાં આવ્યું છે તે ફક્ત ખડાયતા બ્રાહ્મણોના ગોરપણાને લેઇનેજ; તેમાંએ બધા મેવાડાઓને નહિં. તેમાંનો અમુકજ ભાગ ખડાયતામેવાડાના નામથી ઓળખાય છે. તે વિજાપુરમાંના મેવાડા બ્રાહ્મણોથી જાણી લેવું. આ તમામ મેવાડાના ઇષ્ટદેવ, મેવાડમા ઉદેપુરની પાસેના એકલિંગજી મહાદેવ છે, જ્યારે ખડાયતાના શ્રી કોટયર્ક પ્રભૂ-વિષ્ણુ છે. ગોત્ર માટે કહો કે મળતાં આવે છે તો, તે વાત ખરી હોય; પણ તેથી ખડાયતા અને મેવાડા એક છે એમ માનવામાં મુદ્દામ કારણ કાંઇ જણાતું નથી, તે ગોત્ર વિષેના અમારા કરેલા સિદ્ધાંતથી જાણી લેવું. વિજાપુરના મેવાડાની કુળદેવી ખડાતમાં છે તો તે હોય; પણ ખડાયતાની કુળદેવીથી તે જૂદી છે. એટલે તેથી કાંઇ ખડાયતાનો સંબંધ થઇ જતો નથી. આ પ્રમાણે ખડાત; ખડાયતા, શ્રી કોટયર્ક, બ્રાહ્મણોને

વૈશ્યનો સંબંધ, ગોત્રો, ગોત્રજ, હનમાન, ગણુપતિ, મહાદેવ. વગેરેનો સ્ફોટ અને નિઃશંક અર્થ જણાવવામાં આવ્યો છે. શ્રી પ્રભૂની પાસે એ મૂર્તિઓ છે તે પ્રભૂના પાર્ષદગણ સુનંદ અને નંદ નામના છે. વિષ્ણુના પાર્ષદો પૈકી ઉદ્ધવજી, અક્રુરજી, સનકાદિ શુક્ર વગેરે સ્મૃતાદિ ગ્રંથોમાં કહેલા છે, અને પુરાણોમા નંદ, સુનંદાદિ આઠ પાર્ષદો ગણ્યા છે. આ સર્વનુ વર્ણન મહાત્મ્ય લખનારને માથે રહેલું છે. તેથી આ ગ્રંથનો વિસ્તાર નહિ કરતા પ્રભૂના ચરણમાં આ પૂષ્પાંજલિ રૂપ લેખને અર્પણ કરી વિરમીએ છીએ.

## इति द्वितीय खंडः

# ઉપસંહાર

પાછળ લખાયેલી હકીકતથી આપણે જોઇ ગયા છીએ કે જે જે હકીકત આપણને મળી આવી છે તે પ્રામાણ્ય સ્વધર્મ ગ્રંથોના આધારે મળી છે. અને તેમાં કોઇ રીતે ભ્રાન્તિ થવાપણુ નથી.

**૧. પ્રથમ ગોત્રો**—આપણાં ગોત્રો વેદોક્ત છે કે કલ્પિત ? તે પ્રશ્ન હતો. તેનો જવાબ આપણા શાસ્ત્રોથી વેદના આધારે ઋષિપ્રણિત ગોત્ર પ્રવર્તકોની વ શાવળી આપી તેમાંથી અકારાદિ અક્ષરોની અનુક્રમણિકા સાથે, રા. બ. કાંટાવાળાએ વૈશ્યનાં જે જે ગોત્રો તથા અટકો બતાવેલી છે, તે નામ, ગોત્રો સાથેના સંબંધમાં જોઈ અનુક્રમણિકામાં દાખલ કરી મેળ કરી આપ્યો છે. એટલે વ્યક્તિગત કુળનું બોધન કરનારાં, જે જે વૈશ્યોને પોતાનાં ગોત્ર છે તે ઋષિપ્રણિત

છે. કપોલ કલ્પિત અથવા ગામપરથી કે સ્થળપરથી આપણાં ગોત્રો સંભવતાં નથી. ગમે તેવી રાજ્યક્રાન્તિ થઇ હોય, પ્રજા સંકટમાં પડી હોય તોપણ પોતાના મૂળ ગોત્રોને ભૂલી ગઈ નથી. જેવાં બ્રાહ્મણોને કુળના મૂળ પુરૂષ ઉપરથી ગોત્રનાં નામ, શાખા, પ્રવર હોય છે તેવાજ અને બીનચુક વૈશ્યોનાં પણ ગોત્રનાં નામ, શાખા, પ્રવર છે તે વંશાવલીજ કહી આપે છે. જૈનમાં વર્ણ ભેદ નહોતો અને તેથી ગમે તે વર્ણના લોકો એમાં ભળતા અને તેથી કરી જુદી જુદી વર્ણની પ્રજાનું સંગઠન રૂપ એક ગચ્છ–સંઘ નામ અપાતું; છતાં પણ મૂળના ગોત્રો, ને અદ્યાપિ પર્યંત, ગમે તેવા રૂપે વ્યક્તિગત અંકિત થયેલાં છે, અને તેથી તે આપણને સપ્ત મર્યાદામાં રાખી રહ્યાં છે, આ પ્રમાણે હોઇ વિરૂદ્ધ વર્તનમાં તે શાસ્ત્ર પ્રમાણે આપણને બાધકારક છે. ખડાયતાને, "ગચ્છને ગોત્રનાં નામ મળ્યાં છે અને શાખાઓ લુપ્તપ્રાય છે" એમ કહેવું, ઋષિપ્રણિત વંશાવળીથી મિથ્યા ઠરે છે. ગોત્રો જેવાં કે સાલંકાયન, માર્કંટિ, ગૌરજિ, ચાદ્રમસિ, આ ગોત્રો ઋષિપ્રણિત વંશાવળીના છે, જ્યારે સોલકી, મકવાણા, ગુર્જર અને ચાદેરીવાળ વગેરે જે હાલ મેવાડા વાણિયામાં ગોત્રો છે તે રજપૂતકોમ દર્શાવનારાં છે એમ ઠરાવવું તે મનોકલ્પિત સિવાય બીજું નથી. જે કોઇ ગોત્રો નામે અથવા અટકો નામે પણ વ્યક્તિગત દર્શનરૂપ છે તે સર્વ ગોત્ર છે, અને તે ગોત્રો ઋષિવંશના મૂળ પુરૂષોના નામ છે તે વંશાવળીથી વાંચકે જોઇ લેવું.

૨. **ગોત્રજા દેવીઓ**—ગોત્રના સબંધમાંજ રહેલી, ગોત્રજા દેવીઓ જે આપણા ખડાતમાં ઇષ્ટદેવ પાસે બાર ગોત્રની બાર દેવીઓ સ્થાપવામાં આવી છે, તે કોઇ ગામ કે શહેર રક્ષક દેવીઓ નથી, પણ વંશની રક્ષક દેવીઓ છે. એટલે તેને કુળદેવીઓ કહેવામાં આવી છે. આ દેવીઓ જૈન મંદિરોમાંની કે જૈનોએ સ્થાપન કરેલી નથી. તેમ તે ૪૦–૫૦ વર્ષ ઉપર પણ સ્થપાએલી નથી, તે માટે વેદોક્ત સંસ્કાર વિધાનના ગોત્રજાના મંત્રોથી સ્ફુટ કર્યું છે. ગોત્ર શબ્દ ગૃહસ્થાશ્રમને અવલંબીને રહેલો છે, અને ગૃહસ્થાશ્રમ, વંશવર્દ્ધિની ગોત્રજા દેવી ઉપર આધાર રાખે છે, તેથી પૂર્વપક્ષમાં કલ્પિત બોધન થયેલા ઉલ્લેખનો ગ્રાસ કરી, શાસ્ત્રદ્વારા ગોત્રજા દેવીનું નિરૂપણ કર્યું છે. તેથી તે આપણી કુળદેવીઓ આપણને પૂજનીય અને વંદનીય છે.

૩. **ખડાયતા શબ્દ**—આ શબ્દ ખાંટ અગર ખડગ ધારિયા લોકો, અગર ક્ષત્રપ રજપૂતોમાંથી આવ્યો નથી. તેમ **खट**નો અર્થ ક્ષત્રપ પણ થતો નથી. તેમ કોઇ વિપર્યય શબ્દ થતો નથી. તેમ અર્થ પણ બીજો—રજપૂત કોમનો દર્શક જણાતો નથી, અને શ્રી. ગાંધીએ જણાવેલા અર્થો પ્રમાદજન્ય છે એવું બતાવી ખડાયતા શબ્દની વ્યાકરણના સુત્રોથી તેમજ V. S. Apte ના સંસ્કૃત કોષથી નિઃશંક થવા માટે યોજના બનાવી છે. તેમજ ખડાયતા શબ્દથી આપણા સંબધમાં બીજા અર્થોનું દર્શન પણ બતાવી આપ્યું છે. ઉપરાંત ખડાયતા શબ્દમાં રહેલા **खट** અને આયતાના અર્થો પણ આશ્રય રૂપ એવા વૈશ્યના સંબંધક છે એ પણ જણાવી દીધું છે. શ્રી. ગાંધીએ **आयत** શબ્દ ક્રિયાપદ ( Imperfect ) અનદ્યતન ભૂતના ત્રીજા પુરૂષનું એક

વચન સાધી મૂકયો છે અર્થાત અર્થ ગ્રહણ કર્યો છે. પણ **खट** નો અર્થ **क्षत्रप** કેવી રીતે થયો અગર શી રીતે થવા પામ્યો, તેનો કાંઇ ખુલાસો કર્યો નથી. તોપણુ અમો વિનતિ કરીએ છીએ કે, ક્ષત્રપ એક વચન છે કે બહુવચન? અને "ક્ષત્રીની ટોળીઓ તણાઇ આવી" તેમાં ટોળી અર્થ કયા શબ્દનો કર્યો છે? જો ક્ષત્રપ ટોળીઓ બહુ વચનમાં હોય તો **आयत** તણાઇ આવવું એક વચન છે તેથી ખાટું ઠરે છે, અને ક્ષત્રપ એક વચન હોય તો એકલો "ક્ષત્રપ રાજા" "તણાઇ આવ્યો" એમ કરવું પડે. એટલે ટોળી શબ્દ ઉડી જાય છે, તેથી રજપૂતોની ટોળીઓ ખડાતમાં આવી એમ કહેલું તે પોતાના કરેલા અર્થથી વિરૂદ્ધ જાય છે. એકલો કોઇ "રાજા આવ્યો" એટલુંજ ઉપરના અર્થથી નિષ્પન્ન થઇ શકે, બાકી તો તે વિદ્વાન સમજી શકે. અમારા મતે તો તેમણે કરેલો અર્થજ અભિપ્રેત નથી, અને તે માટે ખડાયતા શબ્દ, વર્ણને, ખડાતને, કોટયર્કને, સ્થાપના કાળને, બતાવનાર છે; અને "ખડાયતા શબ્દ" આપણી મૂળ ઉત્પત્તિનો દર્શક છે, એમ બતાવી આપવા ઉલ્લેખ કરી એક બીજાના સબંધને સ્ફુટ કર્યો છે. તેથી ખડાયતા શબ્દ રજપૂત વાચક નથી.

૪. **શ્રી કોટયર્ક પ્રભુ**—શ્રી કોટયર્ક તે સૂર્ય નથી. સૂર્ય અર્થ ગ્રાહ્ય નથી. રજપૂતોના ઇષ્ટ સૂર્ય તે આ કોટયર્ક નહિ. મધુરાદિત્ય આ તીર્થ નથી, કોટિનો કરોડો એવો

અર્થ પણ નથી. તેમ સૂર્ય હોઇ વિષ્ણુના અર્થમાં ભક્તો એ પણ ગ્રહણ કર્યો નથી. તેમ કોટયર્ક સ્થાપના પણ અર્વાચીન નથી પરંતુ કોટયર્કની સ્થાપના ઘણી પ્રાચીન છે. ખડાયતાના કુળદેવ છે. ખડાયતા શબ્દ સાથેનો તેમનો સબંધ છે. મૂળથીજ અન્યોઅન્ય સહચારી સંબંધ છે. મધુરાદિત્ય તીર્થ નહિ પણ કોટિતીર્થ છે. અર્ક તે ઉપનિષદના અશ્વમેધ યજ્ઞના પ્રભૂ છે. સૂર્યની પૂર્વે પ્રકટ થયેલા છે. સૂર્યને પોતે બનાવનાર છે. મધુ નામના દાનવને મારનાર, મધૂ અશ્વનું શિરચ્છેદન કરનાર, પુરાણોમા નારાયણ નામથી સ્તુતિ કરાતા, મહાભારતના શાંતિપર્વમાં અધ્યાય ૧૫૭ થી ૧૭૫ સુધીના અધ્યાયોમાં જેનુ ચારિત્રવર્ણન કરેલું છે, તે પ્રભૂ તે કોટિ નામના તીર્થમાં યજ્ઞ વખતે પ્રકટ થયેલા, તે કોટિતીર્થના નામ સાથે યુક્ત થયેલા યજ્ઞના પ્રભુ તે અર્ક છે. તેમ મહાભારત, ઉપનિષદ, અને વેદ સંહિતાના મૂળ મંત્રોથી તેનું સ્પષ્ટિકરણ કરી બતાવવામાં આવ્યું છે. તેથી "તે કોટયર્ક પ્રભૂ" સિદ્ધાંત નિઃશક થાય છે. ઉપરાંત આપણો સમ્પ્રદાય, સપ્તઋષિઓવાળા હાલના ખડાયતાનાં ગોત્રો, પરિચર વસુરાજા તે રૂદ્રદામા, ખંડ પરશૂ તે મહાદેવ અને વિષ્ણુ અને તેજ નામ યુક્ત થતાં રૂદ્રદામા, ખડાયતા શબ્દ સંવત્સર કાળદર્શન, ( મહિના, તિથિ, નક્ષત્ર અને વાર દર્શક તથા સૈકા દર્શક છે. ) તથા કોટિતીર્થ ક્યાં અને ક્યા પ્રદેશમાં છે, ધર્મારણ્ય ક્યાં અને ક્યા પ્રદેશમાં છે તથા ખડાતભૂમિ કેમ કહેવાય છે, એ

વગેરે શ્રી કોટયર્ક પ્રભૂ સાથેના સંબંધને જણાવનાર હોવાથી સ્ફુટ કર્યું છે, અને જે જે આધારો લીધા છે તે તે સાથેજ બતાવવામા આવ્યા છે. આ સાથે પદ્મપુરાણમાં અંતર્ગત થયેલા "કોટયર્ક મહાત્મ્ય" સાથે પણ મેળ કરવા માળવાની સરહદ અને ખડાત સાથેનો તેનો વ્યવહાર સિદ્ધ કર્યો છે. અને રૂદ્રદામા તે "મહાદેવ" તે સૂચવ્યું છે.

૫. **ખગોળ જ્યોતિષ**–આકાશમાં રહેલા સૂર્યચંદ્રાદિક તારાઓ, પૃથ્વીની ગતિ, રાશીમાન, નક્ષત્રમાન, અંશમાન, સવત્સર વસતસપાત્ લાવવાની રીત, કોટયર્ક સ્થાપનાનો સવત્ અને બારસના દિવસે ઉત્સવ કરવાનો સૌરમાન સાથેનો સબંધ, શાસ્ત્રપ્રમાણથી નક્કી કરી આપવામાં આવ્યો છે.

૬. **પ્રકીર્ણ**–ધર્મસિન્ધુ, પ્રયોગ પારિજાત અને મત્સ્યપુરાણના આધારથી વંશાવળી લીધી છે. કલ્પસૂત્રોથી યજ્ઞવિધિ બતાવી છે. દાખલા દ્રષ્ટાંતો, સમસ્યાઓ અનેક સાહિત્યમાંથી લીધું છે. જૈન સંપ્રદાય, ધર્મ, જૈન ગ્રંથોમાંથી લીધું છે. જૈન વંશાવળી, સારસ્વત ચંદ્રિકામાંથી ઉતારી નોંધ કરી છે. એટલે તે સર્વ અર્થવત્ છે અને ગ્રાહ્ય છે.

ઉપર પ્રમાણે આ લેખમાં સમાવેશ કરવામાં આવ્યો છે અને જે જે બીજી ગ્રહણ કરવા યોગ્ય હતી તેટલી ગ્રહણ કરી છે. તે માટે તે તે લેખક કે લેખકોનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

ખડાયતાનું મૂળ કેવી રીતનું છે તે બતાવી આપ્યું છે. પછી તેનાથી: અજવાળું પડે યા ન પડે તે જોવાનું નિરીક્ષકોને છે.

આ ધર્મ વિષયક લખાણ લખવું જો કે ગોરોને ઘટતું છે, તેમ મેં પણ કર્તવ્યબુદ્ધિએ લખ્યું છે. તોપણ તે સર્વ વિષય પરિપૂર્ણ છે એમ માનવા કે મનાવવાનો મારો આશય અગર આગ્રહ નથી. સુજ્ઞબંધુઓ સારવત ગ્રહણ કરી લેશે અને હૃદયમાં, કાંઇક અંશે પણ આ લેખ શુદ્ધ બુદ્ધિથી લખાયેલો મનાય તો તેટલાથીજ આ મારા શ્રમનું સાફલ્ય સમજી કૃતાર્થ થઇશ.

सर्वेऽपि सुखिनः सन्तु ।
सर्वे सन्तु निरामयाः ॥
सर्वे भद्राणि पश्यन्तु ।
मा कश्चि द्दुःखमाप्नुयात् ॥

शुभं भूयात् ॥
शान्तिः ॐ



| | | | |
|---|---|---|---|
| ૩૭ | ૧ | ચૂળ | ચૂલ |
| ,, | ૬ | एतमुखै | एतमुहैव |
| ,, | ,, | चगविंत्रि | भगवित्ति |
| ,, | ૧૧ | ચૂળ | ચૂલ |
| ,, | ૧૯ | भरद्वास | भरद्दस |
| ૪૦ | ૧૮ | महेश्वरीं | महेश्वरं |
| ૪૨ | ૧૪ | संवयस्य | संवयस्व |
| ૪૩ | ૧૧ | સ્વધામ નિષ્ટા | સ્વધર્મનિષ્ટા |
| ૪૪ | ૧૧ | शायाश्व | शावाश्व |
| ,, | ૧૬ | શાથે | સાથે |
| ૪૭ | ૩ | खडावता | खडायता |
| ,, | ,, | आयंत | आयतं |
| ૪૯ | ૪ | खंडाजता | खंडायता |
| ,, | ,, | पिभागेवा | विभागेवा |
| ૫૦ | ૭ | यवत्या | भवत्या |
| ,, | ૨૧ | કાંઇથી | કાંઇથી |
| ૫૧ | ૧૧ | નામો | ગામો |
| ૫૬ | ૫ | भवमयं | भवभयं |
| ,, | ,, | गितकाल | जितकाल |
| ,, | ,, | चक्के: | चक्कैः |
| ૫૬ | ૧૯ | કાલનો | કાળનો |

| | | | |
|---|---|---|---|
| ૫૭ | ૨૧ | સંમ્પ્રદાયનું | સમ્પ્રદાયનુ |
| ૫૯ | ૫ | સોલોક્યને | સાલોક્યને |
| ,, | ૨૧ | આમ | નામ |
| ૬૯ | ૧૬ | ફ્લની ઇચ્છા છે | ફલની ઇચ્છા છે તેવાએ |
| ,, | ૧૭ | તેવાએ અશ્વમેધથી | અશ્વમેધથી |
| ૭૦ | ૧૫ | સ્તૃચ | સ્તુચ |
| ,, | ,, | સ્ત્રસ્વ | સ્વરન |
| ,, | ૨૦ | વરૂણુષ્ટિ | વરૂણેષ્ટિ |
| ,, | ૨૨ | આચ્વાવક | આચ્છાવક |
| ૭૧ | ૧૧ | ાર્જ્યાદિ | રાજ્યાદિ |
| ૯૨ | ૧૧ | સ્થપનાનો | સ્થાપનાનો |
| ૯૩ | ૭ | સુબુધ્ન્યા | સબુધ્ન્યા |
| ,, | ૯ | बुधन्याः | बुद्न्याः |
| ૯૬ | ૭ | નીરાકારવાળા | નરાકારવાળા |
| ૯૮ | ૧૯ | गणानांमधिपतयः | गणानामधिपतयः |
| ૯૯ | ૩ | कामानयान्नपु | कामानवान्पु |
| ,, | ૫ | महद्वयम् | महद्भयम् |
| ૧૦૭ | ૧૩ | आवस् | अवस् |
| ૧૧૫ | ૨૧ | ત્યાંથી | ત્યાંપણ |
| ,, | ૨૪ | શ્રીભગવાન | શ્રીભગવાનના |
| ,, | ,, | રામકાલિન | સમકાલિન |
| ,, | ,, | નહોતો | નહોતા |

(અનુસંધાન માટે જુઓ શરૂઆતનો ક્રમ.)

# ખડાયતામિત્ર

ખડાયતામિત્રના ગ્રાહકને લવાજમ દાખલ દરરોજની માત્ર એક પાઇ જેટલી જ રકમ આપવાની હોય છે–અર્થાત્ તેનું વાર્ષિક લવાજમ ફક્ત બે રૂપિયા છે.

ખડાયતામિત્ર દ્વારા બાર મહિને લગભગ પાંચસો પાન જેટલું સર્વોત્કૃષ્ટ વાચન મળે છે.

ખડાયતામિત્રના ગ્રાહકોને ચાલુ વર્ષે તો માસિક ઉપરાંત ભેટની ખાસ ચોપડી મળે છે.

ખડાયતામિત્ર ખુશામતથી વેગળું રહીને સાચી જ વાતો, નિ:સંકોચે કહી દે છે.

ખડાયતામિત્રમાં રસાયણી કલમથી લખનાર અનુભવી વિદ્વાનોના લેખો છપાય છે.

ખડાયતામિત્ર આપનું 'મિત્ર'જ રહેશે.

ખડાયતામિત્રના ગ્રાહક પરજ્ઞાતિના ગૃહસ્થો પણ સારી સંખ્યામાં થયા છે.

ખડાયતામિત્ર વિષે ગૂજરાતનાં લગભગ સઘળાં શિષ્ટ પત્રોએ અને પ્રતિષ્ઠિત માસિકોએ તેમજ સમર્થ વિદ્વાનોએ, સાક્ષરોએ અને સમાજસુધારકોએ, સંતોષપ્રદ મત એકથી વધુવાર વ્યક્ત કરેલો છે.

ખડાયતામિત્રના ગ્રાહક હજુએ ન થયા હો તો થવા માટે નીચેને શિરનામે પત્ર લખી નામ નોંધાવશો:-

ખડાયતામિત્ર કાર્યાલય,
અમદાવાદ

Guide my steps aright Lord !
Guide them in thy path;

Light my way abright God !
Light it when it's dark.

Right you all my wrongs Lord
Mend you all my faults;

Fight my battles all Oh God,
As ever they were yours.

If stray I go, or strength I Lo
Direct and bear me up

Oh Lord ! If Satan's path I choose,
Illumine there me just.

With all my efforts for thy home,
I may be groping in the dark,

Lord, take me by Thy hand,
And put me In Thy path.